યુગધર્મ ગ્રન્થમાળા. ૧.

# મુકુલ

યુગધર્મ કાર્યાલય,

અમદાવાદ.

પ્રત ૧૧,૦૦. સંવત ૧૯૭૯.

મૂલ્ય આઠ આના

# પરિચય

અમદાવાદના ' શિશુમંડળ ' તરફથી ' મુકુલ ' નામનું હસ્ત-લિખિત માસિક નીકળે છે. તેના થોડા અંકો રા. ભાઈ ઈન્દુલાલ યાજ્ઞિકે જોયા, અને તેમને લાગ્યું કે એમાંની વાર્તાઓ મંડળની બહારનાં બાળકોને પણ વાંચવી ગમશે. તેથી નાનાં બાળકોને રસ પડે એવી તેમાંની કેટલીક વાતો એકઠી કરીને પુસ્તકરૂપે બહાર પાડવાનું તેમણે ધાર્યું.

" મુકુલ " માંની વાર્તાઓમાંથી કેટલીક કલ્પિત છે, કેટલીક અંગ્રેજી ઉપરથી સૂચિત છે અને કેટલીક અંગ્રેજીમાંથી અનુવાદ કરીને લખેલી છે.

લેખકો ઉમ્મરે બહુ મોટાં નથી, એટલે વાર્તાઓમાં ભૂલો તો ઘણીજ હશે. પણ વાંચનારાં પણ ઘણે ભાગે બાળકજ હશે, એટલે તેઓ તેમની સ્વાભાવિક ઉદારતાથી બધી ભૂલો માફ કરશેજ એવી આશા છે.

પ્રેમલીલા મહેતા
સૌદામિની નીલકંઠ

# બે બોલ

મારાં કેટલાંક બાળમિત્રોની મહેરબાનીથી મને જ્યારે જ્યારે 'મુકુલ' માસિક વાંચવા મળતું ત્યારે તેમાં મને ખૂબ રસ પડતો. કેટલીક કાલીઘેલી વાતો અને નિર્દોષ મશ્કરીઓ વાંચી ખૂબ હસવું આવતું; કંઇક કંઇક મીઠા ભાવો અને સરસ શૈલી જોઇ દિલ ઠરતું; અને કેટલીક વાતોમાં સ્વર્ગીય સૌન્દર્ય અને મોહક કલ્પનાઓ જોઇ ઘડીભર આકાશમાં ઉડતો. તેથી તેમાંની કેટલીક વાતો, માત્ર બાળકોનેજ નહિ પણ મ્હોટાં સ્ત્રીપુરૂષોને પણ ગમશે, એમ ધારીને આ સંગ્રહ પ્રકટ કરૂં છું.

જનસમાજ સાધારણ રીતે સંસારવ્યવહારની અને અવનવા સુધારાની કઠોર લડતોમાં ગુંથાયેલો રહે છે. તેથી જેમ સુકોમળ બાળકોનાં દર્શનથી સૌના અંતરમાં સ્નેહ અને આનંદ ઉભરાય છે, તેમ સંસ્કારી બાળકોએ રચેલી–નિર્દોષ કિલકિલાટની અને રમ્ય મનોરથોની, સુન્દર પરીઓની, રંગબેરંગી રોશનીની અને સુગંધી કુસુમકુંજોની–સ્વર્ગીય સ્વપ્નસૃષ્ટિમાં વિહાર કરતાં સૌ કોઇ અપૂર્વ રસનું પાન કરશે, એવી આશા છે.

અંગ્રેજી બાળસાહિત્યના વાંચનને લીધે અને કંઇક જુદા સંસ્કારોને લીધે બાળલેખકોએ કંઇક જુદીજ ઢબની વાર્તાઓ લખી છે. છતાં તે સૌને રૂચિકર નીવડશે એવી મારી ખાત્રી છે.

" મુકુલ " પત્રના તંત્રીઓએ આ વાર્તાઓની પસંદગી કરવામાં અને તેને છાપવાને તૈયાર કરવામાં ઘણીજ હોંસથી મને સહાય આપી છે, તે માટે તેમનો આભારી છું.

ફાગણ સુદ ૩,
સંવત ૧૯૭૯
અમદાવાદ.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

# અનુક્રમણિકા

આ પુસ્તકમાં વાર્તાઓની નીચે લેખકોનાં નામ આપેલાં છે, તેમાંથી કેટલાંક ધારણ કરેલાં છે, તેથી ખરાં નામોની યાદી નીચે આપી છે.

# શુદ્ધિપત્રક

આ પુસ્તકમાં રહી ગયલી મુખ્ય ભૂલોની યાદી નીચે આપી છે. પુસ્તક છપાવવા આપતાં પહેલાં કેટલેક ઠેકાણે મૂળ ભાષા બદલવામાં આવી હતી. તેમાં કરવાના કેટલાક સુધારાઓ જ આપ્યા છે. બાકીની ભૂલો છપામણીની છે.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૨ | ( ખાલી છે ) | ચોપડી |
| ૪ | ૧૩ | ઝાડ કોઇ | ઝાડ પર કોઇ |
| ૧૭ | ૮ | મહીના આડે | મહીનો પૂરો થવાને |
| ૧૭ | ૧૧ | જઉં | જાંઉંx |
| ૧૮ | ૧૪ | મેળ | ઠેકાણું |
| ૧૮ | ૨૦ | શું તારું નામ ? તો કંઇ જડતું જ નથી. | (આ કાઢી નાંખો) |
| ૨૦ | ૧૧ | જાર્ણવવા | જણાવવા |
| ૨૨ | ૩ | કોર | બાજુએ |
| ૨૯ | ૧૭ | ફર્યે | ફરે |

---

x આવી રીતે ઘણે ઠેકાણે અનુસ્વાર મૂકાયા નથી છતાં તેનો આ એક જ દાખલો આપ્યો છે. આવી રીતે બીજે ઠેકાણે પણ કંઇ ભૂલો સૂચવી છે તે પછી એજ અથવા એવી ભૂલો જુદી બતાવી નથી.

| | | | |
|---|---|---|---|
| ૩૦ | ૩ | ચાલના | ચાલતાં |
| ૩૧ | ૧૬ | છેય | છે |
| ૩૩ | ૧૧ | હેલસીઑનને રડું | હેલસીઑન રડવા |
| | | રડું થઇ ગયું | જેવો થઇ ગયો |
| ૩૫ | ૨૦ | કકળી ઉઠી | રડી પડી |
| ૩૫ | ૨૨ | એનો કકળાટ | એનું રડવાનું |
| ૩૫ | ૨૩ | કળકળીઆં | હેલસીઑન |
| ૩૬ | ૩ | ઘણીય | ઘણી |
| ૩૬ | ૭ | પૈસો | પૈસા |
| ૩૬ | ૭ | હતો | હતા |
| ૩૬ | ૮ | બગીચો | બાગ |
| ૩૬ | ૧૦ | કહેણુ મોકલાવ્યું | કહેવાડયું |
| ૩૯ | ૭ | આણુતાં | લાવતાં |
| ૪૦ | ૬ | હથે | હવે |
| ૪૨ | ૧૬ | તોય | તો પણ |
| ૪૭ | ૧૮ | ખેંચાણો | ખેંચાયો |
| ૪૮ | ૫ | પેસસો | પેસશો |
| ૫૪ | ૨૭ | શીમમાં | સીમમાં |
| ૫૫ | ૬ | આફરો ચડયો | ઘેન ચડયું |
| ૫૭ | ૮ | તોય | તોએ |
| ૫૮ | ૪ | ફેંદાઇ | ફીંદાઈ |
| ૬૩ | ૪ | ચંદ્રના રસથી | ચંદ્રના ઉપર પર્વતના રસથી |
| ૬૬ | ૫ | મન | મનમાં |
| ૬૬ | ૭ | જેમ | ની માફક |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | ૧૭ | ખોળ | શોધ |
| ૬૯ | ૧૭ | છતાંયે | છતાંએ |
| ૭૧ | ૯ | પૂરી | પૂરી થઇ |
| ૭૨ | ૫ | જઇશ મારા | જઇશ તો મારા |
| ૭૬ | ૨૧ | છતો | ચત્તા |
| ૮૦ | ૧૦ | બોલાવાનું | બોલાવવાનું |
| ૮૦ | ૨૭ | માંણની | માંની |
| ૮૭ | ૧૨ | સોંટી | સોટી |
| ૯૧ | ૧૨ | કીકીસુમ | કાકીટસુમ |
| ૯૫ | ૮ | થોડો બોલો | થોડા બોલો |
| ૯૮ | ૧૮ | વેણીમાધુના | વેણીમધુના |
| ૧૦૦ | ૧૨ | ખણ | પણ |
| ૧૦૩ | (છેવટે ઉમેરવું)...... | | અંગ્રેજી ઉપરથી સૂચિત |
| ૧૦૪ | ૫ | વચ્ચોવચ્ચ | વચ્ચોવચ |
| ૧૦૬ | ૧૩ | મને તેથી ત્રાસ છૂટે છે | તેથી મને દિલગીરી થાય છે પણ |
| ૧૦૭ | ૧૦ | હરેક | દરેક |
| ૧૦૮ | ૬ | કપરૂં | અધરૂં |
| ૧૦૮ | ૧૦૮ | પેઠમ | પઠેમ |
| ૧૦૯ | ૫ | વેરણછેરણ | વેરણખેરણ |
| ૧૧૦ | ૮ | પત્થરામાં | પત્થરમાં |
| ૧૨૪ | ૧૭ | નર | નરેન્દ્ર |
| ૧૨૮ | ૨ | તેને હતું | હતું તેને |
| ૧૨૯ | ૧ | દેખાવવા | દેખાવા |
| ૧૩૦ | ૫ | છીપ | સીપ |

| | | | |
|---|---|---|---|
| ૧૩૧ | ૨૪ | ઉચકેલું | ઉંચકેલુ' |
| ૧૩૫ | ૧૯ | ફટાકડા | ફટાકા |
| ૧૩૭ | ૩ | બોકી લીધી | બુચ્ચી કરી |
| ૧૩૮ | ૨૪ | મા કોઇં | મા કે કોઇ |
| ૧૩૯ | ૪ | ગયા | ગયાં |
| ૧૪૨ | ૧૪ | દીધું છે | આપ્યું છે |
| ૧૪૬ | ૯ | લાલાસ | લાલાશ |
| ૧૫૦ | ૧૪ | તેને | તેણે |
| ૧૫૪ | ૭ | મ્હેલ | મ્હેલે |

# યુગધર્મ ગ્રંથમાળાની યોજના

સંવત ૧૯૭૯ ની ચાલુ સાલમાં આ ગ્રંથમાળામાં આજ કદનાં ઓછામાં ઓછાં ૧૬૦૦ પાનાં, જૂદા જૂદા ૯-૧૦ પુસ્તકોમાં મળીને આપવામાં આવશે. 'મુકુલ' એ ગ્રંથમાળાનું પહેલું પુસ્તક છે. ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી, શ્રી અરવિન્દ ઘોષના બંધુ બારીન્દ્ર કુમાર ઘોષની કારાવાસની કહાણી અને દીનબંધુ એન્ડ્રુસના ભાષણો અને લેખો, જીવન ચરિત્ર સહિત, હવે પછી બહાર પડશે. તે ઉપરાંત તુર્કસ્તાન, મીસર, અફ્ઘાનિસ્તાન, ચીન, જાપાન, કોરીઆ, આયર્લૅન્ડ, હંગરી, રૂશિયા વગેરે જુદા જુદા દેશોના ઇતિહાસો અને રવીન્દ્રનાથ ઠાકુર, દ્વિજેન્દ્રલાલ રોય, ઇબ્સેન વિગેરેનાં નાટકો પણ આ કાર્યાલય તરફથી પ્રગટ કરવામાં આવશે.

| વાર્ષિક લવાજમ. | | માસિકના ગ્રાહકો માટે. |
|---|---|---|
| યુગધર્મ ગ્રંથમાળા | રૂ. ૬-૦-૦ | રૂ. ૫-૦-૦ |
| | | ગ્રંથમાળાના ગ્રાહકો માટે |
| યુગધર્મ માસિક | રૂ. ૬-૦-૦ | રૂ. ૫-૦-૦ |

બન્નેના ગ્રાહક થનાર માટે રૂ. ૧૧-૦-૦.

અમારૂં 'અસહકાર'નું (મહાત્મા ગાંધીજીના લેખો અને ભાષણો) લગભગ ૯૦૦ પૃષ્ટનું દળદાર પુસ્તક આ ગ્રન્થમાળાના ગ્રાહકને રૂ. ૨-૮-૦ ને બદલે રૂ. ૨-૦-૦ માં મળી શકશે. ટપાલ ખર્ચ રૂ. ૦-૬-૦ જુદું.

ગ્રંથમાળાના ગ્રાહક થવા ઇચ્છનારે રૂ. ૬-૦-૦ નો મનીઑર્ડર નીચેને સિરનામે કરવો. યુગધર્મ માસિકના ગ્રાહકે રૂ. ૫-૦-૦ નો મનીઑર્ડર કરવો.

ભદ્ર પાસે,      વ્યવસ્થાપક,

અમદાવાદ.      યુગધર્મ કાર્યાલય.

# ત્યારે એ શું સ્વપ્નું હતું ?



ઘણાં વરસો ઉપર એક ઠેકાણે સુન્દરપુર નામનું એક નાનું સરખું ગામડું હતું. તેની ચારે તરફ ઉંચા ઉંચા પર્વતો આવેલા હતા. તે ગામ બે બાજુએથી નાની સરખી નદીઓથી વીંટળાયેલું હતું. ત્યાંનાં બધાં છોકરાંઓએ કંઈ કંઈ ડુંગરાઓમાં રસ્તા શોધ્યા હતા, અને તેઓ જાતજાતની રમતો ત્યાં રમતાં એ ગામમાં એક ટેકરી પાસે એક નાનું ઝુંપડું હતું. તેમાં એક ડોસી અને તેની છોકરીનાં બે છોકરાં રહેતાં હતાં. તેઓ સાધારણ સ્થિતિનાં હતાં. છોકરાનું નામ પ્રેમલ, અને છોકરીનું નામ વીણા હતું. નિશાળ મંદિર પાસે હતી, ત્યાં તે ભણતાં અને તેઓની રજાઓમાં મેદાનો અને ડુંગરામાં રમતાં.

એક દહાડો વીણા કાંઇ વાંચતી હતી એટલામાં તે એકદમ [illegible] પડતી મૂકીને પ્રેમલ પાસે ગઇ: અને તેને કહ્યું “ અરે

પ્રેમલ ! આ ચોપડીમાં કંઇક બહુ સરસ મેં વાંચ્યું છે તે ચાલ આપણે શોધી કહાડીએ." પ્રેમલ જાણુતો હતો કે વીણા પરીઓની ચોપડી વાંચતી હતી એટલે જે શોધવા જવાનું હતું તે કાંઈક પરીઓ સંબંધે જ હશે એમ તેણે ધાર્યું; એટલે કાંઈ પણ પૂછ્યા વગર ટોપી પહેરીને તે એની સાથે ચાલ્યો. ન્હાના ન્હાના વ્હેળાઓ ઓળંગતાં ઓળંગતાં એ બન્ને ચાલ્યાં. તે દહાડે વસંતપંચમી હતી, તેથી આસપાસ બધું બહુ જ સુંદર હતું. વીણાએ કહ્યું કે "મેં આજે દાદીમાને કહ્યું હતું કે આપણે મોડે લગી બ્હાર રહીશું, અને દાદીમાએ રજા પણ આપી છે."

અને એ ગામમાં સાપ જેવાં બીજાં કોઇ પણ ઝેરી પ્રાણીઓની બ્હીક ન હતી, ને હાલમાં તો લુંટારાનું નામ પણ સંભળાતું ન્હોતું. એટલે મોડે લગી બ્હાર રહેવામાં કાંઇજ બ્હીક નહોતી.

વીણા ને પ્રેમલ એક ઝાડ નીચે બેઠાં. તે ઝાડ કોઈ નવી જ જાતનાં ધોળાં ફુલ હતાં, અને તેની વાસ બધે બહુ જ આવતી હતી. વીણાએ કહ્યું કે "આજે હું વાંચતી હતી તેમાં એમ લખ્યું હતું કે વસંતપંચમીને દહાડે જ ગલમાં કોઇક ધોળા ફુલનાં ઝાડ નીચે પરીઓ રમવા આવે છે." પ્રેમલે તો આ સાંભળીને આનંદમાં તાળીઓ જ પાડી દીધી. વીણાએ કહ્યું, કે આપણે હવે કાંઈ કરવાનું નથી. જે આવે તે જોવાનું છે.

સૂર્ય ધીમે ધીમે આથમતો ગયો, ને જાતજાતનાં પક્ષીઓએ કલબલાટ કરી મૂકયો હતો—ત્યારે આ બન્ને જણાં બેઠાં હતાં ત્યાં કંઇ ઘણા જ વિચિત્ર અવાજો સંભળાયા ને દરેક ઘડીએ એમને એમ થયું કે તેઓ કાંઇ અદ્‌ભુત ચમત્કાર જોશે.

આખરે તો દૂરથી રૂપાની ઘંટડીઓ વાગી અને બ્યુગલો સંભળાયાં—આઘેથી એક મોટું ટાળું આવતું જણાયું. પછી જરા પાસે

આવતાં ન્હાનાં ન્હાનાં અઢીસોએક લીલાં લુગડાં પહેરેલાં માણુસો જણાયાં. તેમની પાછળ ખૂબ સુંદર પરીઓ હતી. કોઇએ લીલાં પાંદડાંનાં લુગડાં પહેરેલાં, તો કોઇએ જાતજાતનાં ફુલનાં; વળી બીજાં કોઇએ કરોળીઆની જાળો પ્હેરી હતી, અનેબધાને માથે ફુલની કળીઓની ટોપીઓ હતી. એ બધાં ગાતાંગાતાં ચાલતાં હતાં. એમની વચ્ચે એક ફુલની પાલખીમાં સૌથી સુન્દર દેખાતી પરી હતી. તેનો પ્હેરવેશ બધાથી કિંમતી હતો.

જોતાં વેંત જ વીણા ને પ્રેમલ જાણી ગયાં કે તે પરીઓની રાણી હતી.

એ બધાં પેલા જ ફુલઝાડ પાસે આવ્યાં અને જે લોકો ઘોડા ઉપર બેઠા હતા તે ઉતરી પડયા અને ઘોડાઓ દૂર બાંધીને કાંઇ તૈયારી કરવા મંડી પડયા. વીણા ને પ્રેમલ એક નાનાસરખા ઝાડ પાછળ સંતાઇને જોતાં હતાં, કે જેથી પરીઓ એમને જોઇ શકે નહી. પણ વીણાને એમ લાગ્યું કે જો તેઓ સંતાયલાં પકડાશે, તો કાંઇ શિક્ષા થશે માટે જઇને મળવું એજ વધારે સારૂં હતું.

થોડી વાર થઇ એટલામાં તો પેલાં બધાએ એક મોટી ઉજાણી માટે તૈયારી કરી, ને ઘાસ ઉપર ન્હાના પાટલા ગોઠવી દીધાં. પછી બધાં પેલા ઝાડની આસપાસ કુંડાળું વળીને ઉભાં, એટલામાં વીણા હીમ્મત કરીને ઉઠી ને મોટી પરી પાસે ગઈ. તેની પાછળ પ્રેમલ પણ ગયો. તે બન્ને તેને પગે લાગ્યાં. બધા સવારો અને પરીઓ બહુ જ આશ્ચર્ય પામ્યાં અને ' આતો માનવો છે ! છોકરાંઓ છે ' એમ બોલી ઉઠયાં. વીણાએ પોતાની વાત કહી અને તેઓ શા માટે આવ્યાં હતાં તે પણ કહ્યું. રાણી તો ખુશ ખુશ થઇ ગઇ અને બંનેને ચુંબન કર્યું, અને પોતાની સાથે રાસ રમવા કહ્યું. પણ એમણે તો ઉભાં રહીને જોવાનું જ પસંદ કર્યું. ખૂબ રાસ રમીને થાકી ગયાં એટલે

પછી બધાંએ ઉજાણી શરૂ કરી. આ બધું થઈ રહ્યું એટલે મોટી પરી એક પાસેના ખડક પાસે ગઇ અને કાંઇ શબ્દો બોલી એટલે એકદમ ભડકો થયો અને એક મોટો પથ્થર ખસી ગયો. પછી બધાં તેની અંદર પેઠાં, તો એક ભવ્ય આરસપહાણનો મહેલ આવ્યો. વીણા અને પ્રેમલ ત્યાં દરેકે દરેક ઓરડામાં ફર્યા અને આખી રાત ખુબ મઝા કરી. બધા ઓરડાઓમાં ફરતાં ફરતાં મોટી પરીનો, બહુ જ સુંદર સુવાનો ઓરડો આવ્યો, ત્યારે પ્રેમલથી બોલી જવાયું કે આ ઓરડામાં સુવાનું હોય તો કેવું સારૂં ? આ મોટી પરીએ સાંભળ્યું, અને તેથી જ્યારે તેઓ બહુ જ થાકી ગયાં, ત્યારે એ ઓરડામાં તેમને સુવાડી દીધાં.

× × × ×

સવારનાં વહેલાં એ બન્ને જણ ઉઠયાં અને જોયું તો પેલા જ ઝાડ નીચે ઘાસમાં તેઓ સુતાં હતાં, પાસે પેલો ખડક હતો એ પણ બંધ હતો. એ લોકોએ ત્યાં જઈને કેટલીય બુમો પાડી, પણ પત્થર ખસ્યો જ નહિ. ઝાડની આસપાસ ગોળ ચક્કર હતું—જાણે ખુબ લોકો ચાલ્યાં ન હોય ! જ્યાં ત્યાં ઘાસમાં ફુલના ગજરા પડયા હતા પણ પરીની બીજી કોઈ નિશાની સરખી પણ નહોતી.

આ પછી એમણે કોઇ દિવસ જીંદગીમાં પરીઓ જોઇ નહિ. પહેલાં તેમણે ઘણી વાર આજ ઝાડ પાસે ફુલના ગજરા જોયા હતા, પણ પરીઓ તો એકજ વાર. પેલી વસંતપંચમીને દિવસે જોઈ હતી—ત્યારે એ શું સ્વપ્નું હતું ?

**આશા**

( કલ્પિત )



# મેઘધનુષ.



એક દિવસે બે નાનકડાં કાળાં વાદળાં આકાશમાં ફરવા નીકળ્યાં. થોડીવાર પછી તો તેમણે દોડવા માંડ્યું. ખુબ ઝડપથી દોડતાં હતાં એટલામાં એમનાં માંથાં એક બીજાની સાથે બહુ જ જોસથી અથડાયાં, અને બન્નેએ રડવા માંડ્યું.

રડવાનો અવાજ સાંભળીને એમના સૂર્ય દાદાજી ઉંઘમાંથી જાગ્યા અને બારીમાંથી ડોકીયું કરીને જોયું, તો તે બે જણાંને રડતાં જોયાં. દાદાજીને નાનાં બાળકો રડે તે જરાએ ગમતું નહોતું, એટલે એમણે બૂમ પાડીને કહ્યું, કે "છોકરાંઓ છાનાં રહી જાઓ. હમણાંજ હું મારી પરીઓને તમારાં આંસુ લુછવા મોકલું છું"

થોડીવારમાં તો એક પરી ચળકતાં જાંબુડી લુગડાં પહેરીને નાનાં વાદળાંઓ પાસે આવી. તેની પાછળ બીજી ૭ પરીઓ હતી. તેમાંથી એકે ઘેરા ભુરા રંગનાં અને બીજીએ આછા ભુરા રંગનાં લુગડાં પહેર્યાં હતાં. ત્રીજીએ લીલા રંગનાં ને ચોથીએ પીળા રંગનાં લુગડાં પહેર્યા હતાં. વળી પાંચમીએ નારંગી રંગનાં અને છઠ્ઠીએ લાલ રંગનાં પહેર્યા હતાં.

તે સાતે પરીઓએ વાદળાંનાં આંસુ પોતાના લુગડાંથી લુછી નાખ્યાં, ને પછી સૂર્ય દાદાને પૂછયું કે " અમારાં લુગડાં ભીનાં થયાં છે તે કયાં સૂકવીએ ? "

સૂર્યદાદાએ પોતાનાં કિરણોને મોકલ્યાં, એટલે તેની ઉપર પરીઓએ પોતાનાં લુગડાં સૂકવ્યાં.

× × × ×

તેજ વખતે નીચે રસ્તા પરથી કેટલાક છોકરાઓ નિશાળે જતા હતા. તેમાંથી એકે આકાશ તરફ જ્યાં પરીઓએ લુગડાં સુકવેલાં હતાં ત્યાં આંગળી કરીને કહ્યું, " જુઓ ! પેલું મેઘધનુષ્ય ! આહાહાહા ! કેવો સરસ રંગ છે ! "

લીલા

અંબેજી ઉપરથી )



# એક રૂપીઆની જીવનકથા



જગતમાં મારી કિંમત ઠીક ગણાય છે. બધા લોકો પોતાને ઘેર મને ઇચ્છે છે. હું રૂપાનો બનેલો છું, અને મારો આકાર ગોળ છે. હું ટંકશાળમાંથી બહાર આવું છું, ત્યારથી જ મને દુ;ખ પડે છે. ટંકશાળમાંથી હું બેંકમાં ગયો. પછી ત્યાંથી મારા જેવા થોડા સીક્કા જોડે હું એક વણિકને ઘેર ગયો. તે વણિક કંજુસ હતો, એટલે મને એક મજબુત લોઢાની તિજોરીમાં ગોંધ્યો, પણ સદ્‌ભાગ્યે તેની તિજોરી ચોરાઇ ગઇ, અને હવે હું એક ચોરના ઘરમાં ગયો. અહીં મને તિજોરીમાંથી બહાર કાઢયો ને બીજા એક બે ભાઇબંધ સાથે તે ચોર નદીના પુલ પર થઇ ગામમાં જવા નીકળ્યો. એક પોલીસને તેના પર શક આવ્યો ને તેણે તેને પકડયો, ને ત્યાં મારામારી થઇ.

હું તો એક ગજવામાં હતો ને ત્યાં મારી સાથે એક મીઠાઇનું પડીકું હતું. સીપાઇએ ચોરને નદીમાં ફેંકયો એટલે

અમે ખીસામાંથી નીકળી પાણીમાં પડયા. થોડા[illegible] ચોર તો નીચે રેતી પર પડયો રહ્યો ને પછી થોડી વારમાં મરણ પામ્યો. મારી પાસે પાણીનો સાપ આવ્યો અને મીઠાઇના પડીકાંને અને મને તે ગળી ગયો. હવે હું એક ઝેરી સાપના પેટમાં આવ્યો. ત્યાં નહિ પવન કે નહિ અજવાળું. સ્હાંજે ગામના છોકરા રેતી પર રમવા આવ્યા. તેઓ રમતા હતા ત્યાં સાપ ગયો અને એક છોકરાને કરડવા જતો હતો તેવામાં બીજા છોકરાએ તેને મારી નાખ્યો, ને હું તે છોકરાના પગ આગળ પડયો. તે છોકરાએ મને જોયો ને ઉંચકી લીધો. રમ્યા પછી તે છોકરો એક ઈંગ્રેજની દુકાને ગયો ને મ્હને ત્યાં આપી દઇ થોડી પેપરમીટ લાવ્યો. ઈંગ્રેજે મને બીજા રૂપીઆ સાથે વિલાયત મોકલ્યો ને તેને બદલે થોડાક છાપેલા કાગળો અહિં મોકલ્યા. હવે હમારે બદલે એક છાપેલો કાગળ જેને લોકો રૂપિયાની નોટ કહેછે તે ચાલે છે, ને આવી રીતે અમારા બીજા જાત ભાઇઓને તે લોકો વિલાયત ઉપાડી જાય છે. એક મુસલમાન રાજાએ ચામડાના સિક્કા પાડયા હતા, ત્યારે તે ગાંડો કહેવાયો હતો પણ આ લોકો કાગળના સિક્કા વાપરે છે તેને લોકો વખાણે છે !



# નખી તળાવનું વર્ણન



નખી તળાવ જોતાં આપણને એમ થાય કે આખુ કુદરતનું એક પ્રિય સ્થળ હોવું જોઇએ. એ તળાવ જેટલું સુંદર દેખાય છે, તેટલું જ ગંભીર પણ છે. તળાવની અંદરના ન્હાનકડા બેટો અને તેની ઉપરનાં તાડનાં ઝાડ શોભામાં વધારો કરે છે. તળાવની લગભગ ચારે બાજુએ પર્વતનાં ગગનચુંબી શિખરો જાણે તળાવનાં રક્ષકો હોય એમ ઉભાં છે. એ ખડબચડા પર્વતો જાણે આપણને કહેતા હોય એમ લાગે છે, કે " તળાવ જોઇને તમને નવાઇ લાગે છે, પણ અમે તો એને અનાદિ કાળથી જોતા આવ્યા છીએ " એક પર્વતની ટોચ ઉપર એક ઘણો મોટો પત્થર છે; ને એનો આકાર બરાબર દેડકા જેવો છે. કોઇ જોનારને પહેલાં તો એમજ લાગે કે આ દેડકો તળાવનું સૌંદર્ય જોઇ તેમાં કુદવા માટે ઠેઠ શિખર ઉપર ચડયો છે.

તળાવ સ્હામું આપણે ઘણો વખત જોઇ રહીએ, તો એ આપણા સ્હામું મધુરૂં મધુરૂં હસતું હોય એમ લાગે છે; અને જાણે જોનારને એમ અભિમાનથી કહેતું હોય કે "તારા કરતાં હું વધારે સુખી છું, અને હું કુદરતનું અતિપ્રિય ધામ છું." કોઇક વખત તળાવ એવા ચાળા કરે છે કે મારી પાસે કાંઇ કાંઈ ગુપ્ત વાતો કહેવાની છે પણ વાચા નથી તેથી લાચાર છું.

સૂર્યનારાયણ અસ્ત થતાં થતાં નખી તળાવ બાર કલાક લગી પાછું એની દૃષ્ટિમર્યાદામાં નહિ આવે એ વિચારથી દિલગીર થતા હોય, અને ઘડી ઘડી રંગ બેરંગી મેઘમાળાની પાછળથી નખી તળાવનાં છેલ્લાં, છેલ્લાં દર્શન કરી લેતા હોય એવું જણાય છે.

ચાંદની રાત્રે આ તળાવની શોભા અલૌકિક થાય છે. તે સમયે તો જાણે સૌંદર્યનો સઘળો ભંડાર સ્વર્ગથી અહીંજ ઉતરી આવ્યો હોય એમ દીસે છે.

ખરેખર આપણને એમ જ થાય છે, કે જે વખતે નખી તળાવ કુદરતે બનાવ્યું હશે તે વખતે એ ખુશ મીજાજમાં હશે.

સૌદામિની



# અગડમ્ બગડમ્



એક ખેડુત હતો. તેને બહુ જ લ્હાયરી મારવાની ટેવ હતી. તેને એક છોકરી હતી. તે બહુ જ સુંદર હતી.

એક વખતે તે ખેડુતે એવી ગપ ઉડાવી, કે "મારી છોકરી તો એટલી બધી હુશીયાર છે કે એક રાતમાં ઘાસનું સોનું બનાવી દે." આ વાત ગામના કેટલાક લોકે માની, કેટલાકે ન માની. પણ છેવટે ઉડતી ઉડતી તે રાજાને કાને ગઇ.

આ રાજા બહુ જ લોભી હતો. તેમાં ખાસ કરીને એને સોનું બહુ જ ગમતું. તેથી એણે એકદમ પેલા ખેડુતને ને તેની છોકરીને બોલાવ્યાં અને ખેડુતને કહ્યું કે "મેં જે વાત સાંભળી છે તે ખરી છે?" ખેડુતે બીકમાં "હા" કહી દીધી. એટલે રાજાએ પેલી છોકરીને કહ્યું, કે "છોકરી, હું તને હુકમ કરૂં છું કે તારે એક રાતમાં હું જેટલું ઘાસ આપું તેનું સોનું કરી દેવું; ને જો નહિ કરે,

તો તારૂં માથું કાલે સવારે કાપી નાંખીશ." બિચારી છોકરી તો બહુ જ ગભરાઇ ગઇ, પણ શું કરે?

રાજાના હુકમથી તેને એક ઓરડીમાં પૂરવામાં આવી. તે ઓરડીમાં એક ખૂણે ખુબ ઘાસ પડયું હતું. બિચારી છોકરી તો રડતી રડતી ઘાસમાં સુતી ને ખુબ વાર સુધી રડી. લગભગ મધરાતે તેની પાસે કોઇએ આવીને માયાથી પૂછયું. "છોકરી તું કેમ રડે છે તે મને ખબર છે, હું જાદુગર છું. જો તું મને કંઇ ઇનામ આપશે, તો હું મારા જાદુથી આ ઘાસનું સોનું બનાવી દઇશ."

આ સાંભળીને તે છોકરી બહુ જ ખુશી થઇ ગઇ, ને કહ્યું કે "મારી પાસે બહુ તો નથી. પણ મારી આ કંઠી હું તને આપીશ." આ આવનાર માણસ બહુ જ ઠિંગણો હતો, ને તેની લાંબી ધોળી દાઢી છેક ઘુંટણુ સુધી પહોંચતી હતી. તેની આંખો બહુ જ ચળકતી હતી. તેણે થોડા મંત્રો ભણવા માંડયા એટલે થોડી વારમાં તો અંધારી ઓરડી સોનાના ચળકાટથી ચળકવા લાગી.

સવારે રાજાના માણસોએ આવીને જોયું, તો ઓરડીમાં ઘાસને બદલે સોનું, ને એક ખૂણામાં સોનાના ઘાસને માથા નીચે રાખીને પેલી છોકરી સુતેલી!

એકદમ તેઓ રાજાને બોલાવી લાવ્યા. ને રાજા તો ઘણો જ ખુશ થયો, ને છોકરીના બાપને ઇનામ આપ્યું. પણ તેણે છોકરીને જવા ના દીધી, કેમકે તેને સોનાનો લોભ લાગેલો. એટલે બીજી રાત્રે પણ એણે ફરીથી ને છોકરીને ઓરડીમાં ઘાસ સાથે પૂરી, ને હુકમ કર્યો કે "સવાર સુધીમાં જો ઘાસનું સોનું નહિં કરે તો તારૂં માથું જ કપાવી નાંખીશ."

ફરીથી તે છોકરી રડતી રડતી ઘાસ પર સુતી, ને ફરી મધરાત થઇ એટલે પાછો પેલો વેંતીયો આવ્યો. પેલી છોકરીએ એને પોતાની વીંટી આપવાનું કહ્યું એટલે એણે ફરીથી જાદુના બળે ઘાસનું સોનું બનાવી દીધું.

ત્રીજી રાતે ફરીથી રાજાએ એને પૂરી, ને કહ્યું કે " જો આજે તું સોનું કરી આપશે તો હું તને મારી રાણી બનાવીશ. "

પાછો પેલો વેંતીયો આવ્યો, પણ છોકરી પાસે કાંઇ જ આપવાનું નહોતું, એટલે વેંતીઆએ કહ્યું કે " તું રાણી થાય પછી તારો પહેલો છોકરો મને જો તું આપવાનું કબુલ કરે, તો હું સોનું કરી આપું. " અને આ વાત પેલી છોકરીએ કબુલ કરી.

બીજે દિવસે સવારે રાજાએ જ્યારે સોનું જોયું ત્યારે તેણે પોતાના વચન પ્રમાણે તે છોકરી જોડે લગન કરવાનું કબુલ કર્યું.

થોડા દિવસમાં ખુબ ધામધુમથી રાજાનું લગન ને ખેડુતની સુંદર છોકરી સાથે થયું.

રાજા પાસે હવે તો બહુ સોનું થઇ ગયેલું એટલે એણે ફરીથી પોતાની રાણીને તસ્દી ના આપી, અને તેમના દિવસ સુખમાં જવા લાગ્યા.

થોડા વખત પછી રાજકુંવરનો જન્મ થયો અને રાજમહેલમાં ખુબ આનંદ ફેલાઇ રહ્યો. એકે એક જણુ આનંદમાં હતું. ફક્ત રાણી પોતે જરા પણ આનંદ બતાવતી નહોતી.

જે દિવસે રાજકુંવર એક વરસનો થયો, તે રાત્રે રાણી જ્યારે ઉંઘતી હતી ત્યારે તેના ઓરડામાં પેલો વેંતીયો આવ્યો, ને તેને ઉઠાડીને કહ્યું, કે " હવે તમારા કુંવરને આપી દો. આપણી સરત પ્રમાણે તે હવે મારો છે. " બિચારી રાણી ખુબ રડી ને કહ્યું કે

"મારા પર દયા લાવીને કાંઈ બીજી સરત કર." બહુ બહુ કહ્યું ત્યારે આખરે વેંતીયાનુ મન પીગળ્યું ને તે બોલ્યો "વારૂ, મારૂં નામ શું હશે તે જો તમે શોધી આપો, તો હું તમને આ સરતમાંથી છોડીશ." એટલે રાણીએ કહ્યું "વારૂ, આજથી એક મહિના સુધીમાં જો હું તારૂં નામ કહી આપું તો તું મને સરતમાંથી મુક્ત કરે?" એટલે વેંતીયાએ જવાબ આપ્યો "હા. અને જો ના કહી આપો તો હું તમારો કુંવર લઇ લઉં" આ વાત નક્કી થઈ એટલે વેંતીયો જતો રહ્યો, અને રાણીએ ચિંતામાં ને ચિંતામાં રાત કાઢી.

બીજે દિવસે રાણીએ પોતાની પાસે જેટલા વિશ્વાસુ નોકરો અને જાસુસો હતા, તેમને બોલાવ્યા અને વેંતીયાનું વર્ણન આપ્યું અને કહ્યું કે "તમારામાંથી જે કોઇ એ વેંતીયાનું નામ શોધી લાવશે તેને હું ઘણું જ મોટું ઇનામ આપીશ, ને જન્મભેર ઉપકારી રહીશ."

આ સાંભળીને બધા જાસુસો જુદી જુદી દિશામાં ખબર કઢાડવા દોડી ગયા. પણ સાંજરે તેઓ નિરાશ થઇને પાછા આવ્યા. રાણીએ તેમને કહ્યું કે "તમે નિરાશ ન થશો. હજી એક મહીનો છે. ત્યાં સુધીમાં જો કોઇ પણ શોધી લાવશો તો ચાલશે." આથી જાસુસો આશાભેર ઘેર ગયા.

તે રાત્રે બાર વાગે, રાણીના ઓરડાના બારણામાં જે કુંચી માટે કાણું હતું, તેમાંથી પેલો વેંતીયો આવ્યો અને રાણીને કહ્યું કે "કેમ મારૂં નામ જડયું?"

રાણીએ કહ્યું કે "જડયું તો નથી, પણ અમથી જ હું પૂછું છું કે "તારૂં નામ 'પુંજો' છે?" વેંતીઆએ ના કહી. રાણીએ ફરીથી પૂછ્યું "ત્યારે 'કચરો'?" પણ ફરીથી વેંતીઆએ ના કહી,

એમ રાણીએ દસબાર નામ પૂછ્યાં, અને દરેકની વેંતીયાએ ના કહી, ને ખુશી થતો થતો જતો રહ્યો.

પછીથી તો દરરોજ સવારે જાસુસો આશાભર્યા જતા, અને સાંજે નિરાશ થઇને પાછા આવતા. રાતનાં રાણી રડતી અને વેંતીયો પણ આવતો. રાણી તેને બીજાં દસબાર નામ પૂછતી, ને વેંતીયો ના કહે એટલે નિરાશ થતી–અને હંમેશ માફક વેંતીયો હસતો હસતો જતો રહેતો.

આમ દિવસો પર દિવસો જવા લાગ્યા. છેવટે મહીના આડે ત્રણ જ દિવસ બાકી રહ્યા.–હવે તો રાણીના શોકનો પાર રહ્યો નહિ.

છેવટે તેણે વિચાર કર્યો કે " ' પારકી આશ સદા નિરાશ ' માટે હું જ શોધવા જઉં. "

આમ વિચાર કરીને તેણે પુરુષનો વેશ પહેર્યો અને રાત્રે વેંતીયો ગયો, પછી તે મહેલની બ્હાર તેની પાછળ પાછળ સંભાળીને ગઇ–પણ થોડે જઇને વેંતીયો અદશ્ય થઈ ગયો ! આથી રાણી ગભરાઇ ગઈ, ને ક્યાં જવું તે તેને સુઝ્યું નહિ.

તોપણ જ્યાં ત્યાં તે ભટકી. ચાલતાં ચાલતાં શહેર બ્હાર આવી પહોંચી તેનું પણ તેને ભાન ના રહ્યું. છેવટે એક મોટા વડના ઝાડ નીચે તે થાક ખાવાને બેઠી.

એટલામાં તેણે વડના થડમાં કોઇ હસતું હોય એવો અવાજ સાંભળ્યો. તેથી તે ઉઠીને જોવા ગઇ, ને થડમાં પગથીયાં હતાં તે ઉપરથી તે નીચે ઉતરી.

નીચે ઉતરીને જોયું, તો તેણે એક મોટો ઓરડો જોયો. ઓરડાની એક બારીના કાચમાંથી તેણે અંદર શું થાય છે તે જોવા માંડ્યું.

અંદર વચ્ચોવચ એક મોટો ચૂલો હતો. તેમાંથી મોટા લાલ ભડકા નીકળતા હતા. અને તેની ચારે બાજુએ પેલો જ વેંતીયો નાચતો ફરતો હતો. તેના હાથમાં એક મોટો લોટો હતો, અને થોડી થોડી વારે તે લોટામાંથી થોડું થોડું ઘી પેલા ચૂલામાં રેડતો હતો.

નાચતાં નાચતાં તેનું મોં લાલચોળ થઇ ગયું હતું, અને તે કંઇ જોરથી બોલતો હતો, ને હસતો હતો.

રાણીને તે શું બોલે છે તે સાંભળવાનું મન થયું. એટલે બારણામાં એક કાણું હતું ત્યાં કાન ધરીને સાંભળવા મંડી. તેણે નીચે પ્રમાણે સાંભળ્યું.

" અગડમ્ બગડમ્ ! અગડમ્ બગડમ્ ! ત્રણ દિવસ ! ત્રણ દિવસ ! ત્રણ દિવસ ! રાણીને કદી ખબર પડશે નહિ—મારૂં નામ ને રાણીના છોકરાની દશા થશે, આમ, રાણીને કદી ખબર પડશે નહિ–મારૂં નામ, કેમકે અગડમ્ બગડમ્ તો છે મારૂં નામ."

આવી મેળ વગરની કવિતા તે બોલતો હતો ને વચ્ચે વચ્ચે હસતો હતો.

પણ રાણી તો આ સાંભળીને એટલી, ખુશ ખુશ થઇ ગઇ કે એક પળ પણ ત્યાં ઉભી ના રહી, ને મહેલ તરફ દોડી.

બીજે દિવસે રાત્રે વેંતીયો આવ્યો ત્યારે રાણી જાણે બહુ જ દુ:ખી હોય એવો દેખાવ કરીને બેઠી. પછી તેણે કહ્યું "ભાઇ! તારૂં નામ તો કંઇ જડતું જ નથી. શું તારૂં નામ?–તો કંઈ જડતું જ નથી. શું તારૂં નામ રાધાનાથ છે ?" વેંતીયાએ ના કહી.

ફરીથી રાણીએ કહ્યું, " ત્યારે શું ઘનસ્યામ છે ?" વેંતીયાએ ડોકું ધુણાવ્યું. એટલે છેવટે રાણીએ કહ્યું " ત્યારે શું અગડમ્ બગડમ્ છે !"

આ શબ્દો તે પૂરા બોલી ન બોલી તે પહેલાં તો વેંતીયો કુદકો મારીને ઉભો થયો ને લાલચોળ મોં કરીને બોલ્યો "કોઇ ચોરે કહ્યુ! કોઈ ચોરે કહ્યું ?"

રાણીએ કહ્યું, "તે ગમે તે. પણ હવે મારો છોકરો તારા હાથમાંથી તો છુટ્યોને ?"

વેંતીયો જવાબ દીધા વગર જ ઉભો રહ્યો, ને બૂમ પાડી "અગડમ્ બગડમ્ !"

એટલું બોલતાં બોલતાં ત્યાંને ત્યાં જ તે ધૂમાડો થઇ ગયો, ને બારીમાંથી જતો રહ્યો !

( અંગ્રેજી ઉપરથી ફેરફાર સાથે. )

લીલા



# સોનાનો થાળ



કાશીમાં એક મંદિર હતું. ત્યાં એક વખત આકાશમાંથી સોનાનો થાળ પડ્યો. ત્યાંના બ્રાહ્મણોએ તે લીધો ને જોયું તો તેના ઉપર એમ લખેલું હતું, કે 'જે માણસે સૌથી વધારે ઉદારતાનાં કામ કર્યાં હશે તેને આ થાળ મળશે.' ત્યાંના પૂજારીઓએ તે વાત જાહેર કરી અને કહ્યું કે જેને તે થાળ લેવો હોય, તેણે આવી પોતાની ઉદારતાનાં કામ જણાવવાં, અને જેનાં કૃત્યો સર્વથી વધારે હશે તેને તે મળશે. પછી જ્યારે લોકોને તે વાતની ખબર પડી, ત્યારે બધા લોકોએ પોતાના પૈસા ગરીબોને આપી દેવા માંડ્યા અને ઘણા લોકો તે થાળ લેવા ત્યાં ગયા. બહાર ભીખારી બેઠા હતા તેમને પૈસા આપવા માંડ્યા, અને પછી અંદર જઈ પોતાની ઉદારતાનાં કામ જણાવવા લાગ્યા. તે પૂજારીઓને જે માણસનાં ઉદારતાનાં કામ વધારે લાગતાં તેમને તે થાળ આપતા, તો તે જસતનો થઈ જતો.

થોડા વખત પછી એક ખેડુત પોતાના બીજા કામ માટે ત્યાં આવ્યો અને ભીખારીઓ બેઠા હતા તેમને તે ખરા અંતઃકરણથી તેમનાં દુઃખો પૂછવા લાગ્યો. પછી તે અંદર ગયો અને પૂજારીઓએ તેને તે થાળ વિષે કહ્યું. તે હાથમાં લઈ જોવા ગયો કે તરત તે હતો તે કરતાં દસ ગણો ચળકતો થઇ ગયો. પછી બ્રાહ્મણોએ તે ખેડુતને થાળ આપી દીધો. જે માણસો હૃદયનો ખરો પ્રેમ બતાવે છે તે જ પરમેશ્વરની મહેરબાની મેળવે છે.

(અંગ્રેજી ઉપરથી)

સુશ્રુત



# પરીઓની ઉત્પત્તિ



તમે ઘણીયે પરીઓની વાત વાંચી હશે અથવા સાંભળી હશે; પણ તે પરીઓ કયાંથી આવી, શી રીતે બની તે તમને ખબર છે? પણ એ વાત તો એક કોર રહી, પણ પરીઓ હોય છે એમ તમે માનો છો? માનતા હો તો જ આ વાંચજો, નહિ તો ના વાંચશો. હવે હું તમને પરીઓની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે કહું:—

એક દિવસે એક બાળક પોતાની માના ખોળામાં સુતું હતું. માતા તેને કંઇ વાત કહેતી હતી. વાત સાંભળતાં સાંભળતાં બાળક ઉંઘી ગયું. થોડી વાર પછી તે જોરથી હસી પડયું અને તે હાસ્યના રણુકારમાંથી પરીઓ બની. જેમ જેમ બાળક હસતું ગયું તેમ તેમ વધારે પરીઓ બનતી ગઇ, ને હજી પણ જ્યારે કોઈ બાળક

હસે છે ત્યારે નવી પરીઓ બને છે, અને જ્યારે તે રડે છે ત્યા પરીઓ મરી જાય છે.

માટે જો તમને નવી નવી પરીઓની વાત સાંભળ ગમતી હોય, તો તમે કદી રડશો નહિ; ને આખો દિવ હસમુખાં જ રહેજો. કેમકે રડશો તો તમારા હાસ્યથી બનેલી બિચા પરીઓ મરી જશે. મેં તો મારૂં નામ જ એવું પાડયું છે કે પરીએ કદી મરે જ નહિ.

( કંઈક અંશે અંગ્રેજી ઉપરથી )

વિનોદિની

# ચન્દ્રગ્રહણ



વરસોના વરસો પહેલાં દુનિયામાં ન્હોતું દુઃખ કે ન્હોતી ચિંતા; ન્હોતો શિઆળો કે ન્હોતો સૂર્ય અને ઘડપણેય નહોતું. હતાં માત્ર યૌવન, સુખ, વસંત અને ચંદ્ર. પ્રભુનાં બધાં બાળકો યુવાન હતાં. સૌ ચંદ્રિકામાં ન્હાતાં ને મનમાં આવે તેમ ફરતાં. લીલો મેવો તથા ફળ એ એમનો ખોરાક હતો. દરેક બાળકને એકેક બ્હેન હતી. બધાં ભેગાં મળીને રમતાં, અને પ્રભુ આવે ત્યારે એમની આગળ ગીત ગાઇને તથા નાચીને એમને રીઝવતાં. એમના દિવસ ને રાત ચંદ્રની ઠંડી અને એની ગરમીથી થતાં. બાર કલાક, ચંદ્ર મીઠી, શાંતિકર ચાંદની વરસતો અને બાર કલાક હુંફાળો પ્રકાશ !

આ બાલ જગતમાં પિયૂષ અને સુધા નામનાં બે ભાઇબ્હેન હતાં. બધાંનાં તે માનીતાં હતાં અને પ્રભુને સુધા

ગાતી એ બહુ ગમતું. એક વેળા એવું બન્યું, કે પ્રભુએ સુધા તથા પિયૂષને એક રાતમાં બે હાર બનાવવાનું સોંપ્યું. આ રાત્રે ચંદ્રમા કાંઈ અજબ તેજથી પ્રકાશતો હતો, અને ચાંદની એટલી બધી મધુર હતી કે ત્હેના રસનું પાન કરવામાં મશગુલ બનેલાં આ બે બાળક પોતાને સોંપેલું કામ વિસરી ગયાં. બીજે દિવસે પ્રભુ આવ્યા અને હાર માગ્યા, ત્યારેજ આ સુકુમાર બાળકોને પોતાનું કામ સાંભર્યું.

પ્રભુની ગંભીર મુખમુદ્રા, એમની શાંત તેજપૂર્ણ, સત્તાશીલ આંખ જોઇ બિચારાં પિયુષ અને સુધા રડી પડયાં. પણ તે પરમ-પિતા શિક્ષા કરતી વખતે કદીયે કોઈની દયા ખાય છે ? તે ધીરા, બુલંદ અવાજે ત્હેમણે શિક્ષા કરી, કે, “ ન્હાનાં બેદરકાર બાળકો ! ચંદ્રની મધુરતામાં ત્હમે ત્હમારી ફરજ ભૂલી ગયાં, તેથી આજથી હું ચંદ્રને ત્હમારે અહિં પ્રકાશ આપવા નહિ મોકલું; પણ ચંદ્રમાથી વધારે ઉગ્ર તેજવાળા, વધારે મ્હોટા તેજસ્વી ગોળાને, સૂર્યને મોકલીશ. હવેથી ત્હમે શશિના શાંતિકર તેજની આશા ન રાખશો.”

આ કઠોર વાકયો સાંભળીને સર્વ બાળકોનાં મ્હોડાં વીલાં પડી ગયાં. એકાએક સુધાને કાંઇ સુઝી આવ્યું અને તે રડતી રડતી બોલી, “ દયાળુ પિતા ! આપની શિક્ષા વ્યાજબી છે, ને અમે આપને દયા દેખાડવા વિનવતાં નથી; પણ હે પ્રભુ ! મ્હારા અને પિયુષના દોષને ખાતર આખા જગતને આપ શું કરવા શિક્ષા કરો છો ? ”

“ સુધા ! ન્હાની સુધા ! મ્હારી શિક્ષા વ્યાજબીજ છે; છતાં ત્હારૂં કહેવું ઠીક છે અને હું ચંદ્રને ફરમાવીશ કે ‘ ત્હારે પંદર રાત અજવાળું આપવું અને પંદર રાત ન આપવું. પણ પંદરે રાત

ત્હારૂં આખું મુખ ન ખોલવું. ત્હારે પૃથ્વીને ત્હારૂં મુખ ધીરે ધીરે, વધારે વધારે બતાવતા જવું, અને એકજ દિવસ પૂરાં દર્શન દેવાં. તે ઉપરાંત ત્હમારી પછી થનારાં મનુષ્યને ત્હમે કરેલી મ્હોટી ભૂલનું વિસ્મરણ ન થાય એટલા માટે કોઇ કોઇ વાર હું મારા જમણા હાથથી ચંદ્રનું મુખ ઢાંકી દઇશ અને લોકોને મારા માનીતા દીવાનું દર્શન થોડીક વાર નહિ કરવા દઉં. એથી માનવોને પોતાના ભાઇની ભૂલ યાદ આવશે. પૃથ્વીપર લોકો આને ગ્રહણ કહેશે. "

" અને હવે મ્હારાં વ્હાલાં બાળકો ! હું રજા લઇશ. મ્હને હવે અહીં આવવું બહુ નહી ગમે, છતાં હું હંમેશ ત્હમારી પાસે જ રહીશ. " એમ કહી પ્રભુ કાંઇક દુઃખી દેખાતા અંતર્ધાન થઇ ગયા.

રાહુ



# બેસતું વર્ષ



"બેસતું વર્ષ ! ત્યારે ચાલતું વર્ષ કેમ નહી ? નાચતું વર્ષ કેમ નહી? હસતું વર્ષ કેમ નહી ? સુતું કેમ નહી ?" આમ બડબડતો બડબડતો નાનકડો નિખિલ બારી આગળ ઉભો હતો. તેની આંખો હસતી હતી. કોણ જાણે કેમ ! જ્યારથી આજે સાંજે તેના મોટા ભાઇ અરુણે કહ્યું હતું, કે "આવતી કાલે બેસતું વર્ષ છે માટે વહેલો ઉઠજે" ત્યારથીજ તેને આ શબ્દો નવાઈ જેવા લગતા હતા, અને એ હસ્યા કરતો હતો.

ઘડિયાળમાં આઠના ટકોરા થયા, તોપણ તે તો વિચારમાં મશગુલ થઇને બારીની બ્હાર રસ્તા પર નજર નાંખીને ઉભોજ રહ્યો હતો, અને બબડતો હતો કે "ઉંઘતું વર્ષ ! જાગતું વર્ષ ! ઝાડપર ચઢતું વર્ષ !" અને ખુબ હસતો હતો. એટલામાં પાછળથી કોઇ બોલ્યું, "નિખિલ ! સુવા ચાલ આઠ વાગ્યા" નિખિલે પાછળ ફરીને જોયું તો તેની મોટી બ્હેનને જોઇ.

પછી તે બ્હેન જોડે ઉપર ગયો. પથારીમાં તેને સુવાડી તેની બ્હેને એને ઓઢાડયું, ત્યારે પણ નિખિલ બબડતો હતો કે "કુદતું વર્ષ ! છીંક ખાતું વર્ષ !" મોટી બ્હેને સાંભળ્યું ને બોલી કે "આ શું ? ગાંડો થયો છે કે શું ? સુઇ જા. જો હું દીવો ઓલવી નાંખું છું,"

એક પળમાંજ ઓરડામાં અંધકાર થઇ રહ્યો, અને બીજી પળે નિખિલ ઓરડામાં એકલો પડયો. હજી તે બોલ્યા જ કરતો હતોઃ— "રમતું વર્ષ, બુમો પાડતું વર્ષ, ગીત ગાતું વર્ષ !" અને તેને સ્વપ્નું આવ્યું. તેને લાગ્યું કે નીચેના ઓરડાની બારી આગળજ તે ઉભો હતો. એટલામાં ત્યાં કોઇ આવ્યું. એ એક સુંદર સ્ત્રી હતી. તેણે કહ્યું "નિખિલ, બેસતું વર્ષ એ શબ્દની તને બહુ નવાઇ લાગે છે, ખરૂં ? એને શા માટે બેસતું વર્ષ કહે છે તે તારે જોવું છે ? જો જોવું હોય તો મારી સાથે ચાલ." નિખિલને વાર શાની લાગે ? તરતજ તે બારી પર ચઢયો, એટલે પરીએ તેને ઉંચકી લીધો.

ત્યાંથી તેઓ દૂર દૂર ચાલ્યાં. પરીને થાકજ નહોતો લાગતો એ જોઇ નિખિલને નવાઇ લાગી, પણ તે કાંઇ બોલ્યો નહિં. છેવટે એક ખેતરની વાડ આગળ એક મોટો પત્થર પડેલો હતો તેના પર નિખિલને બેસાડયો, ને પછી પરી એની પાસે બેઠી એટલામાં તો નીચેની જમીનમાં મોટું બાકોરૂં પડયું, ને લિફ્ટની પેઠે પેલો પથરો નીચે ઉતરવા માંડયો. છેવટે તળીએ જઇને એ અટકયો એટલે બન્નેએ ઉઠીને ચાલવા માંડયું. નિખિલે જોયું તો આજુબાજુ એક મોટો બાગ હતો. ત્યાં થોડી વારમાં બે સામસામી આરસપહાણની કમાનો દેખાઇ. ડાબી બાજુની કમાને સોનેરી અક્ષરથી લખેલું કે "૧૯૬૬ થી ૧૯૭૬;" અને જમણી બાજુએ લખેલું કે "૧૯૭૮ થી ૧૯૮૮" ડાબી કમાનમાં થઇને તેઓ અંદર ગયાં; ત્યાં તો

એક બહુજ સુંદર રસ્તો હતો. પથરાને બદલે હીરા ને રેતીને બદલે સોનાની ભૂકી ! બે બાજુએ અકીકના પત્થરનાં કુંડાં હતાં. વળી બન્ને બાજુએ પાંચ પાંચ ફુવારા હતા. તેમાં જે ફુવારો સૌથી આગળ હતો ત્યાં તેઓ ગયાં. ત્યાં વચ્ચોવચ એક મીણનો છોકરો ઉભેલો હતો. તેણે હાથમાં એક સોનાનું પાટીયું લીધું હતું ને તેના પર લખેલું કે ' ૧૯૭૬ ' તે બાળક બહુજ સુંદર હતો, પણ તેનું મોં જરીક દીલગીર દેખાતું હતું. પરીએ કહ્યું. કે " આ બાળક તે ૧૯૭૬ નું વર્ષ છે " પછી નિખિલે ફુવારાના પાણીમાં જોયું, તો ત્યાં પોતાનું પ્રતિબિમ્બ ન દેખાયું, પણ તેને બદલે કંઇક બીજોજ દેખાવ તેણે જોયો. તે બધું શું હતું તે તો નિખિલ સમજ્યો નહિ. ત્યાં લોકોની ઠઠ ઠીક જામી હતી, પણ થોડી વારમાં પવનની લ્હેર આવી, અને પાણીમાંથી પેલો દેખાવ ભૂંસાઇ ગયો. પાછું પાણી શાન્ત થયું એટલે બીજો દેખાવ ત્યાં નજરે પડયો. પછી પરીએ કહ્યું " ૧૯૭૬ ના વર્ષમાં જે જે મુખ્ય બનાવો બન્યા હશે, તે બધા આ પાણીમાં એક પછી એક દેખાયાં જ કરે છે; અને એક વાર બધા દેખાવો પૂરા થાય એટલે ફરીથી તેના તે જ દેખાવો શરૂ થાય છે, અને વર્ષનું ચક્ર એમને એમ ફર્યે જાય છે ! "

આ બધું પૂરૂં જોયું નહોતું તે પહેલાં તો પરીએ કહ્યું " ચાલ, હવે બીજાં વરસો જોવા." એટલે નિખિલ બીજા બધા ફુવારા જોવા ગયો. તે બધા ૧૯૭૬ ના ફુવારાના જેવા જ હતા. ફક્ત અંદરના પાણીમાંના દેખાવો જુદા હતા.

એ બાગ બધો જોવાઇ રહ્યો એટલે બંન્ને બ્હાર નીકળ્યાં. નિખિલ તો સામેની કમાનમાં પેસવા જતો હતો, પણ પરીએ

રોકયો ને કહ્યું કે " એમાં તો ભવિષ્યનાં વરસોનો દેખાવ છે. તે તારાથી ન જોવાય."

પછી તેઓ ચાલતાં ચાલતાં બાગને બીજે છેડે પહોંચ્યાં, ત્યાં પણ એક કમાન હતી. તે હતી તો આરસપહાણની જ, પણ તેમાં કોતરણી બહુ સારી હતી, ને અંદર રત્નો જડેલાં હતાં. તે કમાનની ઉપર લખેલું, કેઃ–" નૂતન વર્ષના અભિષેકનો ઉત્સવ." પછી તેઓ અંદર ગયાં. અંદરનો બાગ તો ઘણો જ સુંદર હતો. રસ્તાની બાજુએ સુંદર બાળાઓ બેઠી બેઠી ગીત ગાતી હતી, ને જે આવે તેને ફુલથી વધાવતી હતી.

બાગમાં વચ્ચોવચ અભિષેકની ક્રિયા થવાની હતી, ત્યાં તો નાના દરબાર જેવું હતું. વચ્ચે એક મોગરાના ફુલનું સિંહાસન હતું. તેના ધોળા છત્ર પરથી સુગન્ધી પાણીની ધારો પડતી હતી. તેની બે બાજુએ નાનાં નાનાં સિંહાસનોની હાર હતી; ને તેના ઉપર પેલા ફુવારાઓની વચ્ચે જેવાં પુતળાં હતાં તેવાંજ–પણ ખરાં બાળકો બેઠેલાં હતાં. દરેક સિંહાસન ઉપર એકેક વર્ષનું નામ લખેલું હતું. પરીના કહેવાથી નિખિલે જાણ્યું, કે દરેક બાળક તે એકેક વર્ષ હતું.

ડાબી બાજુએ ગુલાબના સિંહાસન પર ૧૯૬૬, જુઇના પર ૧૯૬૭, જાઇના પર ૧૯૬૮, ચંપા પર ૧૯૬૯, ચંપેલી પર ૧૯૭૦, જાસુદી પર ૧૯૭૧, બારમાસી પર ૧૯૭૨, હજારીગોટા પર ૧૯૭૩, ગુલમહોર પર ૧૯૭૪, કેતકી પર ૧૯૭૫, ધંતુરા પર ૧૯૭૬, જમણી બાજુએ મધુમાલતી પર ૧૯૭૮, કમળ પર ૧૯૭૯, બટ-મોગરા પર ૧૯૮૦, બોરસલ્લી પર ૧૯૮૧, કેસુડા પર ૧૯૮૨, પારિજાતીક પર ૧૯૮૩ કુમુદ પર ૧૯૮૪, અશોક પર ૧૯૮૫,

આંબામોર પર ૧૯૮૬, ગલગોટા પર ૧૯૮૭, અને નિશિગન્ધ પર ૧૯૮૮ એમ બધાં બેઠેલાં હતાં. જે છોકરાંઓ ડાબી બાજુએ બેઠાં હતાં તેઓ સુંદર તો બહુજ હતાં; પણ જરા દુ:ખી દેખાતાં હતાં. જમણી બાજુનાં તો બધાંજ હસમુખાંને સરસ હતાં. તે બધાંના પોષાક સુર્યનાં કિરણોમાંથી બનાવેલા હતા.

સિંહાસન ઉપર કોઇ બેઠું ન હોતું, એની પાસે એક છોકરો ઉભો હતો, તે બેસવાની તૈયારીજ કરતો હતો. તે બાળક સૌથી વધારે સુંદર હતો, અને આનન્દથી અને હસવાથી તેનું મોં લાલ થઇ ગયું હતું.

પરીએ કહ્યું " નિખિલ, આ ઉભો છે તે ૧૯૭૯ નો બાળક છે. જો, પણ, એને હમણાં બેસવાનું નથી. સૂર્યોદય થશે, તેજ ઘડીએ એ બેસશે. કેમકે નવા દિવસ સાથેજ નવું વર્ષ શરૂ થાય ને ? હજી એ બેઠો નથી. બેસવાની તૈયારીજ કરે છે, એટલે તેનું નામ હમણાં ' બેસતો બાળક ' છે. તમે લોકો દુનિયામાં તેને ' બેસતું વર્ષ ' કહો છો. સમજ્યો ?" " નિખિલ " સમજ્યો તો ખરો. પણ એ તો હસે છેય ખરો, તો પછી એ ' હસતો બાળક ' કેમ નહિ ? " પરી:—" દરેક વરસે જે બાળક ગાદી પર બેસે છે, તે બધાજ હસતા નથી. એ તો જેવો જેનો સ્વભાવ. બાળક હસતો હોય, તો તે વરસ હસવામાં જાય; પણ દીવાળીની રાત્રે, આ વખતે, દરેક વરસે એકેક બાળક ફુલનાં સિંહાસન ઉપર બેસે છે, તેથી બધાનું નામ " બેસતો બાળક " જ ઠીક પડે છે." નિખિલ:—" તે હું સમજ્યો. પણ આ વરસનો બાળક તો હસે જ છે. એટલે આ વરસને તો હું " હસતું વર્ષ જ " કહીશ.

એટલે પરીએ ખુબ હસીને કહ્યું કે "વારૂ, તને એમ ઠીક લાગે તો એમ."

એટલામાં કોઇએ બુમ પાડી કે "નિખિલ, ઉઠને! ફટાકા ફોડવા હોય તો."

નિખિલે જાગીને જોયું તો આ બધું તો સ્વપ્નુ નીકળ્યું! પણ તે આંખો ચોળતો ચોળતો પલંગ ઉપર જ ઉભો થયો, ને નીચે જમીન પર એકદમ ભુસકો મારીને ખૂબ હસતાં હસતાં બોલ્યો કે, "અરુણભાઇ, આજે તો "હસતું વર્ષ!"

ચંદ્ર



# સાચું સ્વપ્ન



ગ્રીસમાં સીઈકસ ને હેલસીઑન નામનાં રાજા રાણી રહેતાં હતાં. તેઓને એક બીજા ઉપર ઘણો જ પ્રેમ હતો. એક વખત રાજાને એક દેવીની સલાહ લેવા માટે એક દૂર દેશ જવાનું થયું, પણ હેલસીઑનને પાછળ મૂકી, જવાનું એને જરાએ ગમતું નહોતું. હેલસીઑને તેને જવાનો વિચાર માંડી વાળવા ઘણું ઘણું સમજાવ્યું, પણ સીઈકસને ગયા વગર ચાલે એમ નહોતું. એટલે હેલસીઑને એની સાથે જવા કહ્યું, પણ ત્હેનાથી દરીઆનાં દુઃખો સહન ન થાય તેથી સીઇકસે તેને લઇ ન જતાં કહ્યું "જેમ બનશે તેમ હું વ્હેલો આવીશ."

પછી વહાણ તૈયાર થયું. એટલે સીઇકસ અને હેલસીઑન જ્યાં વહાણ લાંગરેલું હતું ત્યાં ગયાં. હેલસીઑનને રડું રડું

થઇ ગયું, તોપણ ત્હેણે હસવાનો ઢોંગ કર્યો. વહાણે લંગર ઉચક્યું, અને સઢમાં પવન ભરાયો એટલે ચાલવા માંડયું. પછી જ્યાં સુધી એ વહાણુ દેખાયું, ત્યાં સુધી હેલસીઑન દરિયા કાંઠે ઉભી રહી; ને પછી દુ:ખી મને ઘેર ગઇ.

સીઇકસનું વહાણુ સપાટા બંધ આગળ ચાલ્યું. ખલાસીઓ ઘણા જ ખુશ થતા થતા ગીતો ગાતા. પણ ચોથે દિવસે કાળાં વાદળાં ચડી આવ્યાં, ને પવન જોરથી વાવા માંડ્યો. પવનના ઝપાટાથી વહાણુ ડોલવા માંડયું, ને કોઇ ખડકની સાથે ભટકાઈને થોડી જ વારમાં તેના કકડે કકડા થઈ ગયા. બધા ખલાસીઓ સાથે વહાણુ તો ડુબી ગયું, પણ સીઈકસ એક લાકડાના પાટીઆને વળગી રહ્યો. પાટીઉં કોઈ વખત મોજાં સાથે ઉપર જતું, તો કોઇ વખત મોજાંમાં સંતાઇ જતું. સીઇકસને બધો વખત હેલસીઑનના જ વિચારો આવ્યા કરતા હતા. એટલામાં એક પર્વત જેવડું મોટું મોજું આવ્યું, ને સીઇકસ ડુબી ગયો, ને ડુબતાં ડુબતાં "હેલસીઑન ! હેલસીઑન !" એટલું જ બોલ્યો.

હેલસીઑન દરરોજ પોતાની દેવીના જૂના મંદિરમાં પૂજા કરવા જતી, ને સીઇકસ વહેલો પાછો આવે એટલું માગતી. હેલસીઑન આવું માગતી તે એ દેવીને ગમતું નહિ, તેથી તેણે 'આઇરીસ' નામની એક દૂતીને બોલાવીને કહ્યું, "તું નિદ્રાદેવી પાસે જા, અને એને જઇને કહેજે કે સીઇકસ મરી ગયો હોય એવું સ્વપ્નું ઉંઘમાં એ હેલસીઑનને મોકલે" દેવીને એમ થયું, કે આમ થશે એટલે એની મેળે હેલસીઑન એની પૂજા કરવી પડતી મૂકશે. આઈરીસ તો પોતાના મેઘધનુષના રંગનાં લુગડાં પહેરી તરત જ નિદ્રાદેવીની અંધારી ગુફામાં ગઇ. ત્યાં બધે અંધારૂં ઘોર હતું. નહોતાં ત્યાં પક્ષી કે નહોતાં ત્યાં પશુ, ફક્ત ત્યાં અફીણુ વગેરેના છોડ હતા. ગુફાની વચ્ચોવચ એક મોટા ચકચકડાના પલંગ પર નિદ્રાદેવી

ઉંઘતી હતી. એની આસપાસ જાત જાતનાં સ્વપ્નાંઓ હવાની પેઠે ઉડતાં હતાં. આઈરીસ અંદર ગઇ કે તરત બધે અજવાળું થઇ ગયું, અને તે પ્રકાશને લીધે નિદ્રાદેવી જાગ્યાં. આઇરીસ બોલી "હું મારી દેવી પાસેથી આવું છું. ત્હેણે કહેવડાવ્યું છે, કે હેલસીઑનને એક સ્વપ્નું મોકલો, જેમાં સીઇકસનું વહાણ ભાંગી જાય, અને તે ડુબીને મરી જાય." એમ કહી આઇરીસ ત્યાંથી ઉડી ગઇ. નિદ્રાદેવીએ એક નમ્ર સ્વપ્નાને સીઇકસનું રૂપ ધારણ કરાવી રાત્રે હેલસીઑન પાસે મોકલ્યું. તે હેલસીઑનના પલંગ પાસે જઇ ઉભું. તેનાં લુગડાંમાંથી પાણી ટપકતું હતું અને બધે લીલ છવાઇ રહી હતી. પછી ધીમે સાદે તે બોલ્યું "હવે તું રડીશ નહી, કેમકે હું મરી ગયો છું અને કોઇ દિવસ તારી પાસે પાછો આવવાનો નથી." હેલસીઑન એકદમ બૂમ પાડીને ઉઠી ને ઓરડામાં સીઇકસને શોધવા માંડી. જાગ્યા પછી સ્વપ્નની કંઈ નિશાની રહેતી નથી. ઓરડો તો તદ્દન ખાલી હતો. હેલસીઑન આખી રાત ઉંઘી નહી, અને મોટે પરોડીએ લુગડાં પહેરી જ્યાં તે અને સીઇકસ જુદાં પડયાં હતાં ત્યાં ગઇ. તો થોડી વારમાં સ્હામેથી કાંઇ ધોળું આવતું હોય એમ લાગ્યું, ને એક મ્હોટાં મોજાં જોડે હેલસીઑન પાસે આવી પડયું—તે સીઇકસનું મુડદું હતું! તે ત્હેને ભેટી પડી, ને બોલી "મને જે સ્વપ્નું આવ્યું હતું તે તદ્દન ખરૂંજ હતું." પછી તેને એમ થયું કે 'મારાથી સીઇકસ વગર નહી રહેવાય,' ને આટલું કહી એ કકળી ઉઠી અને એક મોટું મોજું આવ્યું તેમાં તે સીઇકસનાં મુડદાં સાથે કુદી પડી. એનો કકળાટ સાંભળીને દેવોને દયા આવી, ને એ બન્નેને પક્ષીઓ બનાવી દીધાં. એમને આપણે કળકળીઆં કહીએ છીએ. તોફાની સમુદ્રોમાં પણ સાત શાંત દિવસો તો હોય છે જ, તે દિવસે તે પક્ષીઓ પાણીની સપાટી પર તરે છે એમ ખલાસીઓ કહે છે.

**અંગ્રેજી ઉપરથી**



# વીંટીનો ચોર



રહીમ અને નૂર બે જોડકાં ભાઈબ્હેન હતાં. એમને જેટલી મઝા પડતી, તેટલી તમને કોઈને નહિ પડતી હોય. એમની વાતો ઘણીય છે, અને આ એક વાત જો તમને ગમશે, તો બીજી પણ હું તમને કહીશ.

રહીમ અને નૂરને નિશાળમાં રજા પડતી, ત્યારે તેઓ પોતાને મોસાળ જતાં. એમને બદરૂદ્દિન મામાને ઘેર બહુ મજા પડતી. મામા ઘરડા હતા, અને ઘેર પૈસો ખૂબ હતો, એટલે તે બંગલામાં રહેતા. એ બંગલો ઘણો મોટો હતો, અને આગળ બગીચો અને પાછળ નાના જંગલ જેવું હતું.

એક વરસ બદરૂદ્દિન મામાએ કહેણ મોકલાવ્યું, એટલે રહીમ પોતાના ભાઈબંધો કરીમ ને અમીરને લઈને, અને નૂર પોતાની બેનપણીઓ ફાતિમા અને હમીદાને લઈને મામાને ઘેર રજાઓમાં ગયાં.

બદરૂદ્દિન મામા હતા તો ઘરડા, પણ બહુ આનંદી સ્વભાવના હતા; અને તેમને એકે છોકરૂં નહોતું તેથી રહીમ અને નૂરને બહુ લાડ કરાવતા.

છએ છોકરાં બંગલામાં દોડમદોડી કરી મૂકતાં; અને એમ એક બે અઠવાડીઆં ગયાં.

એક દિવસ બધાં સ્હવારે જમવા બેઠાં હતાં. છોકરાંઓ ફરીને આવ્યાં હતાં, તે ગરબડ કરતાં હતાં, ત્યારે બદરૂદ્દિન મામાએ હસતાં હસતાં પૂછ્યું, "કેમ, રહીમ આજે સ્હવારે શું કર્યું?"

રહીમ—"અરે! આજે તો અમે જંગલમાં ફરતાં હતાં એટલામાં થોડા શિકારીઓ આવ્યા. તેમની જોડે અમે તો દૂર ગયાં, ને ખૂબ પક્ષીઓને મારતાં જોયાં. કરીમે તો એક પક્ષી માર્યું પણ ખરૂં!"

બદરૂદ્દિન—"એમ? ત્યારે તો એ જબરો કહેવાય. તમારે અહીં જેટલી મઝા કરવી હોય તેટલી કરજો."

આમ વાતો ચાલતી હતી એટલામાં અચાનક બદરૂદ્દિન મામા જોરથી બોલી ઉઠયા—"અરે! આ ટેબલ પરથી મારી હીરાની વીંટી કયાં ગઇ? જમીને હાથ ધોતાં મેં મૂકેલી. આટલી વારમાં કોણ લઈ જાય?"

છોકરાંઓ ગભરાઇ ગયાં, અને આમ તેમ શોધવા મંડી ગયાં. બધે ઠેકાણે શોધ કરી પણ વીંટી જડે જ નહિ. થોડીવારે રહીમે કહ્યું—"મામાજી, અમારાં બધાંનાં ગજવાં તપાસો, વખતે ભૂલમાં કે મશ્કરીમાં કોઇએ લીધી હોય." તરત જ કરીમ બોલી ઉઠયો—"ના, ના, ગજવાં નહિ" બધાં એની તરફ જોવા મંડયાં; એટલે એ તો બહુ જ ગભરાઈ ગયો ને રડવા જેવો થઇ ગયો. મામાએ પૂછ્યું

"કેમ નહિ ? કરીમ !" કરીમ કહે "ના, ના: એ તો નહિ જ." પછી તો કોઈ બોલ્યું નહિ; અને છોકરાંઓ ચીત્રની ચોપડી જોવાનું બ્હાનું કાઢીને એક ખૂણે બેઠાં. મામાજી ન્યુસપેપર વાંચવા બેઠા, પણ કરીમ તો ત્યાંથી જતો જ રહ્યો.

મામાજીને ખાત્રી થઇ ગઇ, કે કરીમે વીંટી લીધી છે; પણ તેમને થયું કે એ એની મેળે એકાદ દિવસમાં પોતાનો ગુન્હો કબુલ કરીને વીંટી આપી દેશે; તેથી તેમણે વાત લંબાવી નહિ.

છોકરાંઓ બહુ જ દુઃખી થયાં હતાં. તેમને લાગ્યું કે બે અડવાડીઆં જેવી મઝા કરી તેવી હવે નહિ થઇ શકે. બધાં છોકરાં કરીમથી દૂર ફરવા લાગ્યાં.

કરીમને સમજણ પડી જ ગઇ કે બધાંને એના પર શક છે.

× × × × ×

આમને આમ ત્રણ દિવસ જેમ તેમ ગયા. પછી ચોથે દિવસે રહીમ, અમીર, નૂર, ફતિમા અને હમીદા કંઇ રમતાં હતાં. કરીમ તો ત્રણ દિવસથી ફક્ત જમતી વખતે જ દેખાતો. રમતાં રમતાં તે બધાં ત્રીજે માળે ગયાં. ત્યાં એક ઓરડીમાં દાદર દેખાયો. એટલે રહીમ કહે કે "જુઓ, આ દાદર પરથી ઘણું કરીને કાતરીયામાં જવાય છે, ચાલો આપણે જઇએ." બધાંએ હા કહી, ને સંભાળીને ઉપર ચડયાં. કાતરીયામાં તો એટલું બધું અંધારૂં હતું, કે કંઇ દેખાય જ નહિ. તોપણ ભીંતે હાથ લગાડી લગાડીને તેઓ આગળ ગયાં. એક ખૂણા આગળની બારી ઉઘાડી હતી, એટલે ત્યાં અજવાળું હતું. બધાં ત્યાં ગયાં, તો બારીમાંથી ફડફડ કરતું એક પક્ષી ઉડી ગયું. અમીરે કહ્યું કે "આ પક્ષીએ વખતે અહીંઆં માળો બાંધ્યો હશે, ને આપણે આવ્યાં એટલે બ્હીને જતું રહ્યું."

ઇતિમા—" ત્યારે તો વખતે એનો માળો અહીંઆં જ હશે." પછી બધાં માળો શોધવા લાગ્યાં. છેવટ એક જુના ટેબલ ઉપર જ માળો બાંધેલો જડ્યો. તરત બધાં એની આજુબાજુ ફરી વળ્યા. એટલામાં નૂર જોરથી બોલી, " જુઓ, આ રહી મામાજીની વીંટી ! આ પક્ષી જ ચોર છે ! " બધાં ખુબ ખુશી થઇ ગયાં, ને કહે કે " સારૂં થયું કે પક્ષી આપણે જોયું. બિચારા કરીમ ઉપર આપણે નકામો વ્હેમ આણતાં હતાં." પછી બધાં તરત જ વીંટી લઇ, નીચે ગયાં. મામાજી પાસે જઇને વીંટી આપી ને બધી વાત કરી. એટલે એ તો ઘણા જ ખુશ થયા. કેમકે કરીમ પર એમને શક ગયેલો ત્યારથી જ એમના મનમાં દુઃખ થયેલું.

થોડી વાર પછી બધાં કરીમને શોધવા ગયાં. કરીમ તો ગાડીવાળા જોડે વાત કરતો હતો. બધાં ત્યાં ગયાં, પછી મામાજીએ બધી વાત કહી, ને વીંટી બતાવી અને બધાં તરફથી કરીમની માફી માગી. કરીમે બહુ જ ખુશી થઇને કહ્યું કે " સારૂં થયું કે તમને વીંટીનો ખરો ચોર જડ્યો. મને બહુ ખરાબ લાગતું હતું. "

મામાજી—" મેં જમીને ટેબલ પરની કાચની રકાબીમાં વીંટી મૂકેલી. એટલામાં પાસેની બારીમાંથી પક્ષી આવીને ચળકતી વસ્તુ જોઇને લઇ ગયું હશે. ત્યાંથી એણે પોતાના માળામાં મૂકી હશે. તે આ બધાંને જડી. મને પણ તારા પર શક ગયો, ત્યારથી બહુ દુઃખ લાગતું હતું, પણ તેં ગજવાં બતાવવાની ના કેમ કહેલી ? "

કરીમ કંઈ બોલ્યો નાહ. પણ પેલો ગાડીવાળો કહે કે " સાહેબ, આપ કરીમભાઇને માફ કરજો. તે દિવસે જ સવારે એ અહીંઆં ફરતા હતા, એટલામાં એમણે મારી નાની છોકરીને રડતી જોઇ. તેને પૂછી જોતાં ખબર પડી કે એને ભૂખ લાગી હતી, અને ઘરમાં કંઈ ખાવાનું નહોતું, એમને દયા આવી, તેથી રસોડામાં

જઇને થોડી પુરી લઇને તેમણે એક પડીકામાં બાંધી. પછી ગજવામાં ઘાલીને એને આપવા જતા હતા; એટલામાં જમવાની વખત થઇ એટલે આપવાનું રહી ગયું. તે પછી બધું બન્યું તે તમો જાણો છો. એમને ગજવું ખાલી કરવાની શરમ આવી. પછી છેક આજે આવીને એમણે મને બધી વાત કહી. હું આપને કહેવા જ આવવાનો હતો. હવે વીંટીનો ચોર જડયો એટલે તો વધારે સારૂં થયું."

આ સાંભળીને બધાં બહુ જ ખૂશ થયાં. પછી મામાજીએ તરત જ ગાડીવાળાનો પગાર વધારી આપ્યો, ને કરીમને ઇનામ આપ્યું. પછી આખો દોઢ મહીનો છોકરાંઓએ ગમ્મતમાં ગાળ્યો.

લીલા

( અંગ્રેજી ઉપરથી )



# ધૂળની ઢગલી



એક દિવસ કેટલાંક છોકરાંઓ અમદાવાદમાં શાહઆલમનો રોજો જોવા ગયાં હતાં. બધાં છોકરાંઓ ઘેરથી ચાલતાં નીકળ્યાં. કાંકરીઆ તળાવની સડક મૂકીને શાહઆલમ તરફ ગયાં. એટલે રસ્તો ઘણો ધૂળવાળો આવ્યો. રસ્તામાં કોઈ ગાડી મળે તો તે વખતે ગોટેગોટ ધૂળ ઉડતી હતી. છોકરાંઓ રોજા આગળ પહોંચ્યાં અને બધું ફરીને જોયું. પછી એક બાજુપર બેસીને ખાવાનું ખાધું, અને બધાંએ ખુબ ગમ્મત કરી. પછી તેઓ પાછાં આવવા નીકળ્યાં. તે વખતે પણ રસ્તામાં ઘણી ધૂળ ઉડતી હતી. છોકરાંઓના ટોળામાંથી સુધા નામની છોકરી બોલીઃ–" આ ધૂળથી તો કંટાળી જવાય છે. કોણ જાણે એ કયારે પુરી થશે ? "

મહેન્દ્ર બોલ્યો–મોટી સડક આવશે ત્યારે જરા ઓછી થશે. ઘેર પ્હોંચતાં સુધીમાં આપણાં આખાં શરીર ધૂળથી ઢંકાઇ જશે.

ઇન્દુ નામની છોકરી કહેઃ- " મારા બૂટમાં તો શેર શેર ધૂળ એકઠી થઇ છે."

વસન્ત બોલ્યોઃ- " ધૂળ શાની બનેલી હશે ? "

સુધા કહેઃ-" વસન્ત, તું એટલું પણ જાણતો નથી, ધૂળ તે તો વળી માટીનો ભૂકો."

ઇન્દુ કહેઃ-" પણ તેમાં બીજી ઘણી ચીજો ભળેલી હોય છે. આપણે ઘરમાંથી જે કચરો નાંખીએ તે રસ્તાની ધૂળમાં જ પડે છે ને ? "

સુધા બોલીઃ-" હા, તે ખરૂં છે. પણ ધૂળમાં વધારે ભાગ તો માટી જ હોય છે.''

આમ વાતો કરતાં કરતાં છોકરાંઓ ઘેર આવી પહોંચ્યાં, ત્યારે અંધારૂં થઇ ગયું હતું. આટલું બધું ચાલ્યાં હતાં તેથી બધાં થાકી ગયાં હતાં. ખાવાનું ખાધેલું હતું તેથી ઘેર જઇને જમવાની જરૂર નહોતી રહી. તેથી બધાં કપડાં બદલીને સૂઇ ગયાં.

ઈન્દુના મનમાં આખે રસ્તે ધૂળમાં શી શી ચીજો હોય છે તેના જ વિચાર આવતા હતા. ઘેર જઇને પથારીમાં સૂતી તોય એ જ વિચાર કરતી હતી. થોડી વારમાં એને સ્વપ્નું આવ્યું, કે એ પોતાનાં બૂટમાંથી ધૂળ કહાડતી હતી. બન્ને જોડામાંની એકેક વાડકો ભરાય તેટલી ધૂળ નીકળી. તેની તેણે બે ઢગલીઓ કરી. તેના સામું જોઇ તે હસતી હતી. એટલામાં એક ઢગલી ઉંચી નીચી થવા માંડી, અને ખસવા લાગી. ઇન્દુ આશ્ચર્યથી સ્તબ્ધ થઈ ગઈ. તેણે ધાર્યું કે ધૂળમાં ઉંદર કે એવું કંઇ પ્રાણી સંતાએલું હશે ! તે ઢગલી ધીમે ધીમે ખસીને ઇન્દુના પગ પાસે આવી. અને પછી સ્થિર થઇ ગઈ. ઇન્દુએ ધૂળમાં એક લાકડી ફેરવી જોઇ. અંદર બીજું કંઇ જ નહોતું. તેણે પાછી ઢગલી બરોબર સરખી કરી

દીધી. પછી પાસે બેસીને તેના પર ધીમેથી ફુંક મારી એટલે થોડીક ધૂળ ઉડી, અને ઇન્દુનાં કપડાં પર ચોંટી ગઇ. ઈન્દુ નીચી વળીને તે દરેકને પાસેથી જોવા લાગી. દરેકના દેખાવમાં કંઇ કંઇ ફેર જણાયો. કેટલાંક રજકણ મોટાં હતાં, કેટલાંક ન્હાનાં હતાં, અને બાકીની કેટલીક તો એટલી ઝીણી હતી કે બહુ પાસે ગયા વગર દેખાતી પણ નહોતી. બધાં રજકણોના રંગમાં પણ ફેર હતા. કોઈ કાળી તો કોઇ ધોળી, કોઇ મેલી અને કોઇ ઝાંખી, તો કોઇ વળી ચળકતી હતી. આ બધી ફક્ત માટીની જ બનેલી હોય તે ઈન્દુથી મનાયું નહિ. બહુ ઝીણાં રજકણોને તેણે હાથમાં લેવાનો પ્રયત્ન કર્યો, પણ લેવાયાં નહિ. તેને અડકવા જતાં તે હાથપર ચોંટી ગયાં, કે ભોંય પર પડી ગયાં, કે લુગડાં પર રહી ગયાં, તે જ તેને ખબર પડી નહિ.

ઇન્દુ બોલી:– ‘ આ ધૂળની રજકણો બોલી શકતી હોય તો હું તેમને પૂછું કે તમે શાનાં બનેલાં છો ? ” એટલામાં તેના ઘૂંટણ ઉપરના કણમાંથી અવાજ થયો. ઇન્દુ આશ્ચર્યચકિત થઇ ગઇ. તેને લાગ્યું કે આમાં કંઇ જાદુ હોવો જોઇએ. તે કણ બોલી:–‘ઓહો, તમારે એટલું જ જાણવું છે ને ?’ ઇન્દુ તો ગભરાટથી ઉઠીને ઉભી થઇ ગઇ, અને કપડાં ખંખેરીને દૂર ખસી ગઇ. તેણે ધાર્યું કે આ ધૂળમાં જરૂર કંઈ ભૂત હોવું જોઇએ, નહિ તો વળી ધૂળ તે કંઇ બોલતી હશે ! ધૂળની કણોને ઓરડામાં ઉડતી જોઇને તે બહાર જવા માટે બારણા તરફ ફરી, તે બોલી, ‘ મારે તો કંઇ જાણવું નથી. આ ધૂળનું ભૂત મને મારી નાંખે તો હું શું કરૂં ? ”

એટલામાં ધૂળમાંથી અવાજ નીકળ્યો ‘ બ્હેન તમે ગભરાશો નહિ. અમારામાં ભૂતબૂત કંઈ નથી. અમે તો ફક્ત ધૂળનાં જ રજકણો છીએ. અમે બધાં ક્યાંથી આવ્યાં તે તમારે જાણવું હોય તો તમને કહીએ.’

એટલે ઇન્દુમાં જરા હિંમત આવી. પણ હજી તેને ખાત્રી થઇ નહિ. તે બારણા આગળ જ ઉભી રહી. ધૂળ ફરીથી બોલી:–" બ્હેન, અમે વચન આપીએ છીએ, કે અમે તમને કંઇ જ નુકશાન કરીશું નહિ. અમારી વાત તમારે સાંભળવી હોય, તો શાંત થઇને અમારી પાસે બેસો." હવે ઇન્દુના મનમાં ધીરજ આવી, અને તે પાછી ધૂળની ઢગલી પાસે જઇને બેઠી. ઉડતી રજકણો ફરીથી તેનાં કપડાં પર આવીને ચોંટી ગઇ. તેમાંની એક બોલી, " જો તમે ધીરજથી સાંભળશો, તો અમારામાંથી દરેક જણ તમને પોતાની વાત કહેશે." ઇન્દુ કહે, " હા, હું સાંભળીશ. તમે કહો. "

ઇન્દુના હાથપર આવીને એક કણ બોલી:–"મારો રંગ કાળો છે તે તો તમે જોયું હશે. મારો જન્મ લંકામાં થયો હતો. એ દેશમાં એક જાતના છોડ બહુ થાય છે. માણસો તેને સંભાળથી ઉગાડે છે. તેમાંના એક છોડની વાત કહું છું. તે મોટો થયો એટલે તેનાં પાદડાં તોડીને માણસોએ સૂકવ્યાં. સૂકાયા પછી પાંદડાં ભાંગી જતાં હતાં. માણસો બધાં પાંદડાં એકઠાં કરીને ગામમાં લઈ ગયા અને ત્યાં જઇને તેને ડબામાં ભર્યાં. એ બધા ડબા આગબોટમાં બેસીને મુંબાઇ આવ્યા, અને ત્યાંથી આગગાડીમાં બેસીને અમદાવાદ આવ્યા. તે ડબાને બધા ચ્હાના ડબાના નામે ઓળખતા હતા. તેમાંનો એક ડબો દુકાનમાં થોડા દિવસ પડી રહ્યો. પછી એક માણસ તેને પોતાને ઘેર લઇ ગયો. તેણે તે ડબો ઉઘાડ્યો. ઉઘાડતી વખતે થોડી ભૂકી જમીન પર વેરાઇ ગઈ. તે ભૂકી બીજે દિવસે વાસીદા સાથે વળાઇ ગઇ, અને રસ્તા પર પડી. રસ્તા પર પવન આવતાં, એમાંની કેટલીક કણ ઉડીને એક ગાડીપર ચોંટી ગઇ, અને ગાડી સાથે શાહઆલમના રસ્તા તરફ ગઇ. ત્યાં આગળ ગાડીમાં બેઠેલા માણસે ફુંક મારવાથી તે કણ ઉડીને રસ્તા ઉપર પડી. તેમાંની એક કણ તે હું છું. આજે રસ્તામાં હું તમારા બૂટમાં ભરાઇ ગઇ હતી, અને બૂટની સાથે તમારા ઘરમાં આવી છું. અમારે તો દરરોજ આવી

મુસાફરી કરવી પડે છે. દિવસમાં હજાર વખત આમથી તેમ ઉડવાનું હોય છે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઇએ, અને વળી ઘણીવાર વગર પૈસે ગામ પરગામ પણ જઇએ. મેં તો મારી વાત ટુંકામાંજ તમને કહી છે, બાકી અમને ઘણા દેશો જોવાના મળે છે, અને દરેક જાતના લોકોને ઓળખીએ છીએ. ”

તે કણે વાત પૂરી કરી, એટલે બીજી કણ ઇન્દુના હાથ પર આવી. તે ચળકતી હતી. તેણે કહ્યું, “ અમેરિકામાં કેલીફોનીર્યા નામનો પ્રદેશ છે. તેનું નામ તમે ભૂગોળમાં શીખ્યાં હશો મારો જન્મ ત્યાં થયો હતો. એ દેશમાં સોનાની ખાણો છે તે તમે જાણુતા હશો. એ ખાણોમાં હજારો મજુરો રોજ કામ કરે છે. એક દિવસ કેટલાક માણુસોએ ખાણુમાંથી સોનું કહાડીને તેના પરથી માટી વગેરે સાફ કરીને તેને ચોખ્ખુ કર્યું. પછી તે સોનું સ્ટીમરમાં હિંદુસ્તાન આવ્યું. ત્યાં કેટલાક માણુસોએ તે વેચ્યું અને બીજાઓએ ખરીદ્યું. વળી પાછું સોનું વેચાયું; અને એમ ઘણા જણુ પાસે ફર્યું. આખરે એક માણુસે તે સોનાને ખૂબ ટીપીને તેના પાતળા તાર કર્યા. પછી તે ઝીણા તારને કપડા સાથે વણુવામાં આવ્યા. તેને બધા કસબને નામે ઓળખતા હતા. તે કસબની બીજા માણુસોએ કોર વણી. એ કોર બજારમાં વેચાઈ, અને એક નાના બાળકના ઝભલા પર ટાંકવામાં આવી. બાળક હાથથી ઝભલું ખેંચવા લાગ્યું, તેથી કોરમાંથી કેટલોક કસબ ખર્યો, અને માણુસોના પગ તળે કચરાઇને તેની ઝીણી રજકણો થઇ ગઇ. તેમાંની એક હું છું. હું તો ફકત ઘરમાંથી ઉડીને રસ્તા પર પડી હતી. મેં હજી શાહઆલમ કે કાંકરીઆ જોયું નથી. હું તો તમારા ઘર આગળથીજ તમારા જોડામાં ભરાઈ છું. આજે સાંજે તમે ઘરમાં પેસતાં હતાં, તે વખતે રસ્તામાં ધુળ ઉડતી હતી તે તમને યાદ હશે. તેજ વખતે હું તમારા બૂટમાં આવી. ”

આ વાત પૂરી થઇ એટલે એક પીળી રજકણ બોલી. તેણે કહ્યું:–" હું સુકાં પાદડાંની કરચ છું. તમારા ઘરથી થોડે દૂર એક લીમડો છે, તે તમે જોયો હશે. એનાં પાદડાં સૂકાઇને ખરી ગયાં, પછી રસ્તામાં માણસોના પગ નીચે કચરાઇને તેનો ઝીણો ભૂકો થયો. એ ભૂકામાંની હું એક રજ છું. હું પવનથી ઉડીને પાસેના ઘરમાં ગઇ. અને ત્યાં એક પેટી પર ચોંટી ગઇ. એ પેટી જે છોકરીની હતી તે ઘરમાં ઘણીજ ચોકખી ગણાતી હતી. કોઈ ઠેકાણે ધુળ એકઠી થવા દે નહિ. હું એની પેટી પર જરાવાર બેઠી એટલામાં તે પેટી ઉઘાડવા આવી. તેણે ઢાંકણા પર ધુળ જોઇને તરતજ ફુંક મારી, તેથી હું અને બીજી રજકણો ઉડીને ખીંટી પરના લૂગડા પર ચોંટી ગઇ. થોડી વારમાં તે લુગડું તેણે પહેરવા માટે હાથમાં લીધું, અને ખંખેર્યું. બધી ધુળ ઉડીને ભીંત પરની છબી પર ચોંટી. પેલી છોકરી તો જાણે અમારી દુશ્મન થઇને જ આવી હતી. થોડી વારમાં તે એ ઓરડામાં આવી, અને સામાન સાફ કરવા મંડી ગઈ. પેલી છબીપર તેણે જોરથી કપડાનો ઝપાટો લગાવ્યો. અમે મૂંગે મ્હોંડે તે કપડા પર બેસી ગયાં. એ છોકરીએ કપડું થોડીવાર પછી ખંખેર્યું. એટલે બધી ધુળ જમીન પર પડી. અમે બધાં મનમાં ખૂબ બડબડવા માંડયાં અને એકેકને કહેવા માંડયાં:––' આ શું ? આપણે પાંચ મિનીટ પણ એક ઠેકાણે નિરાંતે બેસવાનું નહિ ! આપણું કદ ન્હાનું થયું, તેથી ધુળ સાથે ભળવું પડયું, તે કંઈ ગુન્હો કર્યો ! દરેક જગાએથી ઉડીને નાસવું પડે, અને વળી કપડાંના ઝપાટા વાગે તે તો જુદા ! માણસો એમ સમજે છે, કે આપણે તો એમના પગ નીચે કચરાવાનેજ સરજાએલાં છીએ ! ' એટલામાં પેલી છોકરીએ વાસીદું વાળવા માંડયું. તે જમીનપર સાવરણી ખૂબ જોરથી ઘસતી હતી. અમે બધાં તેની તળે કચરાયાં, પણ વળી પવનથી ઉડીને કબાટ પર ગયાં, વાસીદું વાળીને તે છોકરીએ કબાટ ઝાટકવા માંડયું. આ જુલમ કેમ ખમાય ? અમને પેલી છોકરીને એમ કહેવાનું મન થયું

કે ' બ્હેન, તું કહે તે જગાએ અમે જઇને બેસીએ પણ આ દુઃખ અમારાથી નથી ખમાતું. અમને એકવાર એવી જગાએ નાંખ, કે જ્યાંથી ફરી ઉઠવું પડે નહિ. ' પણ તે છોકરી અમારી બોલી સમજતી નહોતી એટલે કેવી રીતે કહી શકીએ ? પેલી છોકરીના ઝપાટાથી ઉડીને આખરે રસ્તા પર આવ્યાં, અને તેના પંજામાંથી છૂટયાં. રસ્તા ઉપર મોટર ચાલે અથવા પવન આવે, ત્યારે અમે ઉડીને કોઇના ઘરમાં જઇએ. અને પાછાં રોજ ઘરમાંથી રસ્તાપર આવીએ. આજે રસ્તાપર એક માણુસનાં ભીનાં બૂટ પર હું ચોંટી ગઇ હતી. તે માણુસ કાંકરીઆ તળાવપર જતો હતો. ત્યાં પહોંચતાં સુધીમાં એનું બૂટ સુકાઇ ગયું, એટલે હું પાછી રસ્તાપર પડી. એટલામાં તમે બધાં શાહઆલમથી પાછાં આવતાં હતાં, તે જોઇને હું તમારા જોડામાં ભરાઇ ગઈ. હવે મારાપર દયા કરીને એવે ઠેકાણે મને મૂકો કે જ્યાંથી ખસવુંજ ન પડે."

તે પછી એક લાંબી કાળી રજકણુ બોલી:–" હું વાળની રજ છું. હું તમારા માથા પર જ ઉગી હતી. તમારી કાંસકી દરરોજ મને અડકીને ચાલી જતી હતી. રોજ થોડા વાળ કાંસકીથી તુટી જતા હતા. એક દિવસ મારો વારો આવ્યો. એક લાંબો વાળ કાંસકીથી ખેંચાણો અને તેનો ઝીણો છેડો તૂટી ગયો. તેજ હું છું. હું વાળની રજકણુ છું, તે કોઇ હવે તો જાણે પણ નહી. હું તમારા ઘરમાંથી ઉડીને બૂટમાં પેસી ગઇ. તમે શાહઆલમ ગયાં તે પહેલેથીજ હું તમારા બુટમાં હતી !"

એ રજ બોલી રહી એટલે ઇન્દુએ કહ્યું કે આ ધુળની ઢગલીમાં તો હજારો અથવા લાખો કણુ હશે. જો તે દરેક પોતાની લાંબી વાત કહેશે, તો કદી પાર આવશે નહિ.–હવે, મારે એટલુંજ જાણવું છે કે દરેક રજ શાની બનેલી છે. કેવી રીતે અહીં આવી

તે જાણવાની જરૂર નથી. ધુળ કહે, “ વારૂ, અમે એટલુંજ કહીને અહીંથી જતાં રહીશું ’ ધુળની ઢગલી પર જોરથી પવન આવ્યો હોય એમ બધી ધુળ ઉડી અને આખા ઓરડામાં ફેલાઇ ગઇ. ઇન્દુ ગભરાઇને બોલી:–‘ મહેરબાની કરીને તમે મારી આંખોમાં કે નાકમાં પેસસો નહિ ’ ધુળ બોલી:–‘ અમે તમને જરાપણ હેરાન નહિ કરીએ. દરેક રજકણ તમારા કાન આગળ આવીને પોતે જે પદાર્થની બનેલી હશે, તેનું નામ દઇને ઉડી જશે. ’

ઇન્દુ ખુશ થઇને સાંભળવા તૈયાર થઇ. તેના કાન આગળ એક પછી એક અસંખ્ય નામો બોલાવા લાગ્યાં. ઓરડામાં મધમાખીના ગણગણાટ જેવો અવાજ થઇ રહ્યો. દરેક રજકણ તેના કાન આગળ આવે, અને પોતાનું નામ બોલીને ચાલી જાય. એણે માત્ર નીચે પ્રમાણે છૂટા છૂટા શબ્દો સાંભળ્યા. લોટ, રૂ, કાગળ, લાકડાનો વ્હેર, રાખ, ચૂનો, ગુંદર, ચામડી, લાસ, માટી, મીઠું, રેતી, ખાંડ, કાટ, ગંધક, પેન્સીલ, સોપારી, ફટકડી, કંકુ.........વગેરે વગેરે. વચમાં, વચમાં, ‘ માટી ’ શબ્દ ઘણી વાર સંભળાતો હતો. એટલાં બધાં નામ એક પછી એક બોલાતાં હતાં, કે ઘણાં તો ઇન્દુને યાદ પણ રહ્યાં નહિ. ઘણી ખરી વનસ્પતી તથા ખનીજ પદાર્થોનાં નામ પણ આવી ગયાં. કેસર, કસ્તુરી, કપુર વગેરેની રજકણો પોતાનાં નામ કહેવા માટે ઇન્દુની પાસે આવી, ત્યારે તેમની વાસથીજ ઇન્દુ તેમને ઓળખી ગઇ. આખરે બધી રજકણો પોતાનાં નામ કહીને ઉડી ગઇ, ત્યારે તેને લાગ્યું, કે દુનીઆમાંનો એક પણ પદાર્થ બાકી રહ્યો ન હતો. જેટલી ચીજો તે જાણતી હતી. તે બધીનાં જ નામ આવી ગયાં.

થોડીવાર પછી ઇન્દુ જાગી, ત્યારે તેને ખબર પડી કે આ બધું તો સ્વપ્નું હતું. પથારીમાં બેઠાં બેઠાં તે સ્વપ્નાના વિચારમાં

તલ્લીન થઈ ગઇ. ધુળમાં માટી ઉપરાંત બીજી ચીજો હશે તે તો એ જાણતી હતી. પણ દુનિયાની લગભગ બધીજ વસ્તુઓ રજકણના રૂપમાં ધુળમાં મળેલી હશે, તે એણે આજેજ જાણ્યું. તે એકદમ ઉઠીને પોતાના સ્વપ્નાની વાત બીજાં છોકરાંઓને કહેવા દોડી ગઇ.

જ્યોત્સ્ના



# મોતી



મારાં માબાપ તો હું ત્રણ વરસનો હતો ત્યારે મરી ગયાં; એટલે હું મારા કાકા પાસે જ રહેતો હતો. કાકાનો હું બહુ લાડકો હતો. તેમને એક મારા જેવડો જ નારણ કરીને પુત્ર હતો.

કાકા એક મોતીના વેપારીને ત્યાં નોકર હતા. તેથી દર વરસે ફેબ્રુઆરી માસની શરૂઆતમાં મનારની ખાડીમાં મોતી કહાડવા જતા. આ વખતે પણ તેઓ ફેબ્રુઆરીમાં જવાના હતા. મને ને નારણને પણ ત્યાં જવાનું બહુ મન હતું, તેથી કાકાએ અમને પણ સાથે લીધા.

મનારની ખાડીથી વીસ માઈલને છેટે કાળુ માછલીનો ખડક છે. એ કાળુ માછલી બહુ મોટું ને તેજદાર મોતી બનાવે છે. મોતીની મોસમ ફેબ્રુઆરીથી તે એપ્રીલની શરૂઆત સુધી હોય છે. તે વખતે કિનારાનો દેખાવ બહુ વિચિત્ર થઇ જાય છે. ત્યાં દેશપરદેશના વેપારીઓ, દલાલો અને ઝવેરીઓ આવે છે. અને સંખ્યાબંધ

નાના તંબુઓ ઠોકવામાં આવે છે. રાતે દસ વાગે તોપ ફોડવામાં આવે છે, એટલે હોડીઓ કિનારેથી છૂટે છે.

હું ને નારણુ તો કિનારે તંબુમાં જ રહ્યા, પણ કાકા તો હોડીમાં ગયા; હોડીઓ સૂર્યોદય થતા પહેલાં ખડકે પહોંચે છે. બપોર સુધી મોતી કાઢવાનું કામ ચાલે છે. પછી ફરીથી તોપ ફુટે છે એટલે મછવા પાછા વળે છે, ને સાંજે કિનારે આવી જાય છે. સાંજે કાકા તંબુમાં આવ્યા, પછી અમે તેમને બધી વાત પૂછી; એટલે કાકા બોલ્યાઃ " દરેક મછવામાં ૨૦ માણુસો બેસે છે. દસ ખલાસીઓ હોય છે; અને દસ મોતી કાઢનાર હોય છે. ડુબકી મારનાર-માંના પાંચ પાંચ જણુ વારા ફરતી પાણીમાં ઉતરે છે. મછવાની બાજુએથી મોટા અડદીઆ પત્થરને કોરીને તેમાં દોરડું પરોવી પાણીમાં નાંખી, બે ત્રણુ હાથ ઉતારેલા હોય છે. ડુબકી મારનાર પોતાનો જમણો પગ એ પત્થર પર મૂકે છે, અને પાસે એક ટોપલી કે જાળ ટાંગેલી હોય છે, ત્યાં ડાબો પગ મૂકીને બન્ને દોરડાં જમણે હાથે ઝાલે છે. પછી ડાબે હાથે ઉપરનું સટકીયું છોડી, તે જ હાથે પોતાનું નાક બંધ કરી દે છે. દોરડાંની ગાંઠ છુટતાંની સાથે જ પેલો માણુસ ટોપલી ને પત્થર સાથે નીચે છથી આઠ વાંસ ઉંડા પાણીમાં કાળુ માછલી હોય છે ત્યાં જાય છે. ત્યાં તે તરત ઉંધો પડી જેટલી સીપો તેના હાથમાં આવે તેટલી લઇને ટોપલી કે જાળમાં ભરે છે, અને પછી ઉપર આવવાની ખબર આપવા દોરડું હલાવે છે; એટલે તેને ઝટ ઉપર ખેંચી લે છે. એક ડુબકીમાં આસરે સોથી દોઢસો સીપો આવે છે."

આ પછી કાકાએ મને ને નારણુને એક એક મોટું મોતી શેઠની પરવાનગીથી આપ્યું. મારૂં મોતી તો અપશુકનીયું નીકળ્યું. તે આવ્યું પછી થોડા જ વખતમાં નારણુ મરી ગયો, એટલે કાકાએ મને તે બાઇને આપી દેવા કહ્યું. મેં તે મારા એક મિત્રને આપ્યું.

તેણે પોતાની બ્હેનને આપ્યું. આ બ્હેન થોડા જ વખતમાં મરી ગઇ. તેણે પેલું મોતી પોતાની દાસીને આપ્યું હતું. થોડા વખતમાં તે દાસીનો છોકરો મરી ગયો. દાસીને મોતી ઉપર શક ગયો એટલે તેણે તે એક ઝવેરીને આપી દીધું.

આ ઝવેરીને કંઇ પણ નુકસાન ન થયું. તેણે તે મોતી એક હજાર રૂપીયે એક શેઠને વેચ્યું; પણ થોડા જ વખતમાં શેઠની સ્ત્રી ગુજરી ગઇ.

આ શેઠના છોકરાને મારી જોડે મિત્રાચારી હતી. તેથી પેલું મોતી તેણે મને આપ્યું. મેં તે કાકાથી છાનું રાખી મૂકયું. પણ પછી તો કાકા પણ મરી ગયા. એટલે મેં તે મોતી એક ખારવાને આપી દીધું. હવે એ મોતી ભવિષ્યમાં કોણ જાણે શુંયે કરશે. તમે બધાં એ મોતીથી ચેતતાં રહેજો.

વિનોદિની



# અંગુઠો



એક ખેડુત અને એની વહુ એક ગામમાં રહેતાં હતાં. તેમને એકે છોકરૂં નહોતું. બહુ વરસે તેમને એક છોકરો આવ્યો. તે અંગુઠા જેટલો નાનો હતો. તેથી એનું નામ અંગુઠો પાડયું. ખેડુતને ને તેની બૈરીને એ બહુ વહાલો લાગતો.

એક દહાડો ખેડુતે કહ્યું કે "હું લાકડાં કાપવા જાઉં છું, તે લાકડાં ભરવાને માટે ગાડું કોણ લાવશે?" એ સાંભળીને અંગુઠો બોલ્યો, "હું લાવીશ." આ ઉપરથી ખેડુત તો ખૂબ હસ્યો. અંગુઠો કહે કે "હું જરૂર લાવીશ." પછી ખેડુત લાકડાં કાપવા ગયો. સાંજ પડી એટલે, માને અંગુઠો કહેવા મંડયો, "મા! મા! મને ગાડું જોડી આપો. મારે તો ખેતરમાં જવાનું છે." પછી માએ ગાડું જોડી આપ્યું. અંગુઠાએ કહ્યું કે "મને બળદના કાનમાં બેસાડો." માએ એને બળદના કાનમાં મૂકયો, ને અંગુઠાએ ગાડું

ચલાવ્યું, ને ખેતરમાં આવી પહોંચ્યો. ખેડુતે પૂછ્યું, "તું શી રીતે આવ્યો?" અંગુઠાએ કહ્યું, "હું બળદના કાનમાં બેઠો ને અંદરથી જ એને જમણી કે ડાબી બાજુએ જવાને કહ્યા કર્યું. એમ કરતાં કરતાં અહીં આવી પહોંચ્યો." આ બધી વાત રસ્તે જતા બે વાણીઆ એ સાંભળીને, તેઓએ કહ્યું, "આ છોકરો કેવો હોંશીયાર છે? આપણે એને વેચાતો લીધો હોય તો સારૂં." તેથી તેઓ ખેડુત પાસે ગયા અને એની કિંમત પૂછી. પહેલાં તો તેણે કહ્યું કે મારે એ છોકરો વેચવો નથી; પણ પછી પેલા છોકરાએ જ કહ્યું કે, "બાપા મને વેચશો તો બહુ પૈસા આવશે." તેથી તે છોકરાના ખુબ પૈસા લઇને વેચ્યો. વાણીયા એને લઇને ચાલતા થયા. રસ્તે ચાલતાં અંગુઠો ઉંદરના દરમાં પેસી ગયો. થોડીવાર પછી વાણીયા એને શોધવા લાગ્યા. અંગુઠો અંદરથી બોલ્યો કે હવેથી તમારો માલ સાચવતાં શીખજો, એમ કહી તે ત્યાંથી સટકી ગયો. વાણીયા વીલે મ્હોંડે ચાલતા થયા. અંગુઠો ચાલતાં ચાલતાં થાકી ગયો, તેથી પાસેના એક તબેલામાં જઈને ઘાસના ઢગલા પર સૂતો, ને ત્યાં ઉંઘી ગયો. એટલામાં ત્યાં એક ગાય આવી, ને ઘાસ ખાવા મંડી. તેના એક કોળીઆમાં પેલો અંગુઠો આવી ગયો. ઉંઘમાં તેને ખબર રહી નહિ, ને ગાયના પેટની અંદર ગયો. થોડી વાર રહીને એક બાઇ આવી, ગાયને દોહવા માંડી; એટલે પેટમાંથી અંગુઠો બોલ્યો કે, "બાઇ સંભાળીને દોહજો. હું અંદર છું." પેટમાંથી અવાજ આવતો સાંભળીને બાઇ તો ગભરાઇ જ ગઇ, ને એકદમ શેઠ પાસે દોડી ગઇ. શેઠને એ કહે, કે ગાયમાં તો ભૂત ભરાયું છે ને એ તો કંઇ બોલે છે. શેઠ કહે કે કાંઇ ગાંડી થઈ છે? ગાય તે વળી કંઇ બોલતી હશે? ત્યારે બાઇએ કહ્યું કે આપ આવીને જુઓ. તેથી શેઠ ત્યાં ગયા, ને જાતે દોહવા મંડયા. એટલે ફરીથી અંગુઠો એના એ શબ્દો બોલ્યો, તેથી શેઠ પણ ગભરાઇ ગયા ને ગાયને મારી નાંખવાનો હુકમ કર્યો. ગાયને હાંકીને, કાઢી મૂકી. ગાય શીમમાં મરી

ગઇ, એટલે એનું પેટ ખાવા એક વરૂ ત્યાં આવ્યું. તે એ પેટ ગળી ગયું, ને અંગુઠાભાઇ તો અંદર ગયા! ત્યાંથી વરૂને કહે કે ચાલ તને એક એવું ઘર બતાવું, કે ત્યાં તું ખાધા જ કરે. એમ કરીને પોતાના બાપનું જ ઘર બતાવ્યું. ખાવાના લોભે વરૂએ ત્યાં જવાની હા પાડી. જેવું તે ત્યાં પહોંચ્યું કે તરત જ જેટલું ખાવાનું દીઠું તેટલું ખાધું. ખૂબ ખાઇને ધરાયું, એટલે એને આફરો ચડયો, ને સૂઇ ગયું. એટલામાં અંગુઠાની મા આવી, ને વરૂને જોયો એટલે અંગુઠાના બાપને ત્યાં તેડી આવી. તેણે તો ઉંઘતા વરૂને દાતરડા વતી કાપવાનો વિચાર કર્યો. એટલે અંદરથી અંગુઠો બોલ્યો, કે સંભાળીને કાપજો. અવાજ સાંભળીને એ બે તો ગભરાઇ ગયાં. અંગુઠો બોલ્યો કે ગભરાશો નહિ. એ તો તમારો છોકરો અંગુઠો છે. આ સાંભળીને બહુ જ સંભાળથી ડોસાએ વરૂનું માથું ચીર્યું. પેટમાંથી અંગુઠો બ્હાર કુદી પડયો, ને છોકરો પાછો આવ્યો તેથી ડોશી ને ડોસાને ખૂબ આનંદ થયો; અને પછી બધાં સુખમાં રહેવા લાગ્યાં.

( અંગ્રેજી ઉપરથી )

અશોક



# બિન્દુ



એક રાજા હતો, તે બહુ જ સુખી હતો. માત્ર એક જ દુઃખ એને હતું, અને તે એ કે એને એકે છોકરું નહોતું.

એક દિવસ રાજાની રાણી બારીમાં બેઠી બેઠી શીવતી હતી. રસ્તા ઉપર ખૂબ બરફ પડતો હતો, ને બધી જમીન ધોળી થઇ ગઇ હતી. જે બારીમાં રાણી બેઠી હતી તે પણ ભીની થઇ ગઇ હતી; પણ રાણી તો વિચારમાં એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી, કે તેને કશું ભાન રહ્યું નહિ. એવામાં તેને પોતાના હાથમાંની સોય વાગી, ને એના લોહીનું ટીપું નીચે પડેલા બરફ ઉપર પડયું, એટલે બરફનો રંગ ગુલાબી પરીની પાંખ જેવો થઇ ગયો. રાણી એ જોઇને બોલી: " મારે એક છોકરી હોય, ને તેના ગાલ આવા ગુલાબી હોય, ને તેની આંખો ને વાળ આ ભીની થઇ ગએલી કાળી બારી જેવા હોય, તો કેવું સારૂં ? "

થોડા વખત પછી રાણીને એક બહુ જ ખુબસુરત છોકરી જન્મી. આ છોકરીની આંખો ને વાળ ખરેખર બીની બારી જેવાજ કાળા હતા, ને તેના ગાલ પણ બરાબર પેલા બરફ ઉપર પડેલા લોહીના ટીપા જેવા જ હતા. રાણીને પોતાની ઇચ્છા ફળી એટલે બહુ જ આનંદ થયો. તેનું નામ તેણે બિન્દુ પાડયું કારણ કે એ છોકરીને જોઇને હંમેશાં તેને પેલું લોહીનું બિન્દુ યાદ આવતું.

થોડા વખત પછી રાણી મરી ગઇ, અને રાજા તો બીજી પરણ્યો. આ નવી રાણી બહુ જ સરસ દેખાતી હતી, તોય બિન્દુ જેટલી રૂપાળી નહોતી. આને લીધે નવી માને પોતાની ઓરમાન છોકરીની બહુ અદેખાઇ આવી, અને રાજાને ભરમાવીને એને મારી નાંખવાનો હુકમ કઢાવ્યો. રાણીની પાછળ રાજા આંધળો થયો હતો, તેથી એણે છોકરીને મારી નાંખવા કેટલાક મારાઓ સાથે જંગલમાં મોકલી દીધી. જંગલમાં જઇ મારાઓએ એને મારી નાંખવાની છે એમ કહ્યું, ત્યારે તેણે બહુ આજીજી કરી, એટલે એમને દયા આવી, ને તેને ત્યાં જ મૂકીને તેઓ પાછા ગયા.

હવે બિન્દુ રખડતી રખડતી, ટેકરા ચઢતી ઉતરતી, એક ઝું-પડી પાસે આવી પહોંચી. ને બહુ જ થાકેલી હતી એટલે, કાંઇક આશરો મેળવવા તે અંદર ગઇ. આખી ઝુંપડી તદ્દન ખાલી હતી, પણ એમાં સાત પલંગ તૈયાર હતા, ને પાસેના ઓરડામાં સાત થાળીઓ પીરસેલી તૈયાર હતી. થાકીપાકી એમાંથી કાંઇક કાંઇક ખાઇને તે મોટા પલંગ ઉપર સુતી, પણ એ એને બહુ મોટો પડયો, તેથી એ બીજા પલંગ પર ગઇ. એમ કરતાં કરતાં સૌથી ન્હાનો પલંગ એના જેવડો જ હતો, તેના ઉપર એ સુઇ ગઇ.

થોડી વાર પછી સાત ન્હાના વેંતીયા આવ્યા અને ખાવા બેઠા. એટલામાં સૌથી મોટાએ કહ્યું, કે મારા લોટામાંથી કોઇ પાણી

પી ગયું છે. એટલે બીજા વેંતીયાએ કહ્યું કે મારી એક રોટલી ઓછી થઈ છે. આ પ્રમાણે દરેકે કાંઇ ને કાંઈ ઓછું થયું છે એમ કહ્યું. આમ બબડતા બબડતા ખાઈ રહ્યા. પછી તે વેંતીયાઓ સૂવા ગયા તો દરેકની પથારી ફેંદાઈ ગયેલી હતી. આખરે સૌથી નાના પલંગ ઉપર બિન્દુ ઉંઘી ગઇ હતી તે જડી. તેને જોઇને એમને દયા આવી. તેથી તેમણે તેને ઉઠાડીને બધું પૂછી લીધું. પછી તેને પોતાને ઘેર કામ કરવા રાખી; ને કહ્યું કે તારે ઘરની બ્હાર ના નીકળવું.

× × × ×

હવે પેલી નવી રાણીનું શું થયું તે જોઇએ. તેની પાસે એક જાદુઈ આરસી હતી. તેમાં જોઇને તે જે સવાલ પૂછતી, તેનો જવાબ આરસી દેતી. હવે તેની ખાત્રી હતી કે બિન્દુ મરી ગઈ છે. એટલે તેણે આરસીને પૂછ્યું:—'આખી દુનીયામાં સાથી રૂપાળું કોણ છે ?' ત્યારે આરસી બોલી "રાણી ! તારા આખા રાજ્યમાં તું સૌથી રૂપવાન્ છે. પણ રાજ્યની સરહદની બહાર એક ડુંગરની તળેટીમાં બિન્દુ કરીને એક છોકરી છે, તે તારા કરતાં ઘણી વધારે રૂપવાન્ છે." આ સાંભળીને રાણીએ કાંસકી વેચનાર ડોસીનો વેશ લીધો, ને બિન્દુ પાસે જઇને કાંસકી લેવાનું કહ્યું. બિન્દુને વેંતીયાની શિખામણ યાદ આવી, પણ તેને કાંસકી લેવાનું બહુ મન થયું એટલે તેણે કાંસકી લઇને માથામાં ખોસી, કે તરત તે બેભાન થઇ ગઇ. પછી રાણી ખૂશી થતી થતી ઘેર ગઇ. પેલા વેંતીયાઓએ આવીને બિન્દુને બરાબર તપાસી તો, પેલી કાંસકી દેખાઇ. એટલે તેમણે તરત તે કહાડી લીધી, એટલે બિન્દુ ભાનમાં આવી. ફરી વેંતીયાઓએ બિન્દુને કોઇ જોડે ન બોલવાની શિખામણ દીધી. હવે પેલી રાણી ફરીથી આરસી પાસે ગઇ. કારણ કે તેની ખાત્રી

હતી, કે હવે તો બિન્દુ મરીજ ગઇ હશે. પણ આરસી બોલી:—"રાણી તારા રાજ્યમાં સૌથી રૂપવાન્ તું છે પણ રાજ્યની સરહદની બહાર ડુંગરની તળેટીમાં રહેતી બિન્દુ તારા કરતાં વધારે રૂપવાન્ છે" એટલે રાણી પાછી ફળ વેચનારનો વેશ લઇને બિન્દુ પાસે ગઇ. બિન્દુએ તે ફળ લેવાની બહુજ ના કહી, પણ રાણીએ કહ્યું "ચાખતો ખરી. અરધું તું ખાજે, અને અરધું હું ખાઇશ." પછી તેણે સારો ભાગ પોતે ખાધો, અને ઝેરવાળો ભાગ બિન્દુને ખવડાવ્યો એટલે બિન્દુ પાછી બેભાન થઇને પડી; અને રાણી ઘેર જતી રહી. વેંતીયાઓએ બિન્દુને સારી કરવાને બહુ પ્રયત્નો કર્યા પણ આ વખતે તો એ ભાનમાં આવીજ નહિ. પછી તેમણે બિન્દુને એક કાચની મોટી પેટીમાં ઘરની બહાર મૂકી. હવે પેલી રાણીએ ઘેર જઇ આરસીને પૂછયું, તો એણે જવાબ આપ્યો, કે આખી દુનિયામાં એજ સૌથી રૂપાળી છે; એટલે એને ઘણો સંતોષ થયો.

× × × ×

બહુ દિવસો પછી એક વાર એક રાજકુમાર વેંતીઆની ઝુંપડી પાસે આવ્યો, ને બિન્દુનું ફીકકું પણ બહુ જ સુંદર મ્હોડું જોઇને, તે પોતાને આપવા કહ્યું. પ્હેલાંતો વેંતીયાઓએ આનાકાની કરી, ને કહ્યું કે મરેલી છોકરીને તમે શું કરશો? આખરે કુંવરે બહુજ પૈસા આપીને પેટી ઉપડાવી. જેવી પેટી ઉંચી થઇ કે બિન્દુના મોંમાંથી સફરજન નીકળી ગયું, ને તે જીવતી થઇ ગઇ. હવે રાજકુમારનું બિન્દુ જોડે લગ્ન થવાનું નક્કી થયું. બિન્દુનાં માબાપને લગ્નનું આમંત્રણ હતું. બિન્દુની સાવકી મા તૈયાર થઇ, ને પેલી આરસીને પૂછવા લાગી: "હવે આખી દુનીયામાં સૌથી ખુબસુરત

કોનું છે ?" ત્યારે આરસી બોલી: "આજે જે છોકરીનું લગ્ન છે તે." આ સાંભળીને રાણી બહુ જ ગુસ્સે થઇ, ને તેણે લગ્નમાં જઇ, પેલી પરણતી કન્યાને મારી નાંખવાનો નિશ્ચય કર્યો.

લગ્નમાં જઇને જોયું તો પરણનાર કન્યા તો બિન્દુ જ હતી. આથી તે એટલી બધી ચીડાઇ ગઇ, કે તે જ વખતે તે મરી ગઇ. પછી રાજકુમાર અને બિન્દુએ ઘણાં વર્ષ સુખમાં ગાળ્યાં.

વિનોદિની

(અંગ્રેજી ઉપરથી)



# શશાંક



તમને બધાંને ખબર હશે કે ચંદ્રને શશાંક કહેવામાં આવે છે. બૌદ્ધ ધર્મની ચોપડીઓમાં આને વિષે એક સુંદર વાત છે.

બુદ્ધ ભગવાને મનુષ્યનો અવતાર લીધો તે પહેલાં એમણે બીજા ઘણા અવતાર લીધા હતા. એક વખત ભવિષ્યના બુદ્ધદેવ એક જંગલમાં સસલું બનીને રહેતા હતા. જે વખતે કાશીમાં બ્રહ્મદત્ત નામે રાજા રાજ્ય કરતો હતો, ત્યારે આ અવતાર બુદ્ધદેવે લીધો તેમના ત્રણ મિત્રો હતા. એક વાંદરો, એક શિયાળ ને એક જળાશયી પ્રાણી હતું. આ સસલું હંમેશાં એના મિત્રોને બોધ દેતું હતું અને દાન આપવાનું તથા અપવાસ કરવાનું કહેતું હતું.

એક અપવાસનો દિવસ આવ્યો, ત્યારે સસલાના મિત્રો હંમેશની માફક ખોરાક શોધવા નીકળી પડયા હતા. પેલા જળાશયીને

માછલીઓ મળી, શિયાળને માંસ મળ્યું, વાંદરાને કેરીઓ મળી પણ સસલું પોતાના ઘરમાં વિચાર કરતું બેઠું, કે હું ચરવા જાઉં, ને કોઇ મારી પાસે ભિક્ષા માગે તો ઘાસ તો નકામું પડે અને મારી પાસે કાંઇ દાણા કે માંસ એવું છે નહિ. એટલે છેવટે વિચાર કર્યો કે તો મારે મારૂં શરીર આપી દેવું. જ્યારે પૃથ્વી ઉપર કોઇ પણ આવું તપ કરેછે ત્યારે સ્વર્ગમાં ઇન્દ્રનું આસન તપી થઇ જાય છે. તે વખતે પણ ઇંદ્ર આકાશમાંથી પૃથ્વી પર જોવા આવ્યા. અને એણે સસલાને આવી દશામાં જોયું.

ઇન્દ્રને થયું કે મારે આ સસલાની પરીક્ષા કરવી જોઇએ. એમ વિચાર કરીને એક બ્રાહ્મણનો વેશ લઇને એમણે સસલાના મિત્રો પાસે ભિક્ષા માગી, તો એમણે પોતાનો ખોરાક આપ્યો. પણ ઇંદ્રે કહ્યું કે આજે તો તમેજ તમારૂં ખાવાનું રાખો. હું કાલે આવીશ.

પછી ઇન્દ્ર સસલા પાસે ગયા. સસલાને બહુજ આનંદ થયો અને કહ્યું કે બ્રહ્મરાજ ! આજે હું તમને એવી ભિક્ષા આપીશ કે મેં કોઇ દિવસ આપીજ ન હોય. થોડાં લાકડાં ભેગાં કરીને સળગાવો અને તૈયાર થાય એટલે મને કહેજો. પછી પેલા બ્રાહ્મણે તાપણું સળગાવ્યું. જેવું બધું તૈયાર થઇ ગયું એટલે સસલું દેવતામાં કુદી પડયું, પણ દેવતા ઠંડો પડી ગયો ને એને આંચ પણ ન આવી. સસલું બહુજ નવાઇ પામીને આનું કારણ પૂછવા માંડયું, ત્યારે ઇન્દ્રે કહ્યું: હું બ્રાહ્મણ દેખાઉં છું, પણ હું સ્વર્ગમાંથી આવ્યો છું; અને તારી દયાની પરીક્ષા કરવા આવ્યો છું.

ત્યારે સસલાએ કહ્યું: તમારી મહેનત નકામી ગઇ; કારણ કે આખી દુનિયાનાં માણસો મને વારા ફરતી દેવતામાં નાખશે, તોપણ મને જરાપણ નાખુશી નહિ થાય. મને તો ભિક્ષા આપવી ગમે છે. ને મ્હારી પાસે જે છે તે હું આપું છું, તેમાં હું વધારે નથી કરતો. આ સાંભળી ઇન્દ્રે કહ્યું: " તું બહુજ ભલો છે અને ત્હારામાં

દયા છે. આમ કરવાથી તારૂં શરીર બળી જશે એમ પણ તને નથી લાગતું. આખી દુનિયા પરનાં એકે એક માણસે ત્હારા આવા મહાન ગુણો જાણવાજ જોઇએ. આમ બોલીને એણે એક પર્વત હાથમાં લઈને કચરી નાખ્યો, ને ચંદ્રના રસથી સસલાનું ચિત્ર દોર્યું. પછી સસલાને આશીર્વાદ આપીને સ્વર્ગમાં જતા રહ્યા. આખી દુનિયા સસલાના મહાન ગુણો જુવે તેટલા માટે ચંદ્રમા ઉપર સસ-લાનું આજ સુધી એ ચિત્ર છે.



# ચમત્કારી દીવા



અસલ એક મોટો રાજા હતો. તે ઘણોજ સમૃદ્ધિવાળો હતો. એક વખતે એક ધનાઢ્ય શેઠ કાંઇ વેપાર અર્થે આવ્યો. તે જમાનાના રિવાજ પ્રમાણે એને રાજમહેલમાંજ ઉતારવામાં આવ્યો. રાજાએ તેની ઘણીજ આગતાસ્વાગતા કરી, ને રાત્રે તેલને બદલે અત્તરના દીવા કર્યા.

સ્હવારે રાજાએ શેઠને પૂછ્યું "કેમ શેઠ! રાત્રે બરોબર ઉંઘતો આવી ને?" ત્યારે શેઠ બોલ્યો, "હા, ઉંઘતો સારી આવી, પણ આ દીવાથી જરા માથું દુ:ખે છે." રાજાતો આ સાંભળી વિચારમાં પડી ગયો, કે આ માણસનું અત્તરના આટલા ચંડા દીવાથી માથું દુ:ખ્યું, ત્યારે એ, પોતાને ઘેર કોણ જાણે કેવા દીવા કરતો હશે?

થોડા દિવસ પછી શેઠ પોતાના ગામ જવા તૈયાર થયા, ત્યારે રાજાએ કહ્યું, " મારે એકવાર તમારે ઘેર આવવું છે, " શેઠતો આ સાંભળી, બહુજ ખુશી થયા.

શેઠના ગયા પછી રાજાની ધીરજ ખૂટી ગઈ; તેને રાત દિવસ પેલા દીવાનાજ વિચાર આવે. એટલે આખરે તે શેઠને ગામ ગયો. શેઠે તેની એટલી સારી પરોણા ચાકરી કરી, કે રાજાને લાગ્યું કે ' આવી સારી પરોણાગત તો મારા રાજમહેલમાં પણ નથી થતી. ' આખો દિવસ રાજાને તો એમજ થાય કે કયારે રાત પડે અને દીવા સળગે ! પછી તો રાજાએ કલાક ગણવા માંડયા કે સંધ્યાકાળને કેટલી વાર છે ! આખરે શેઠના નોકરો આવ્યા ને મોટા થાંભલા ઉપરથી કીનખાબના ગલેફ કાઢી લીધા, તો અંદરથી રત્નના થાંભલા ને માત્ર રત્નના ઝળહળાટને લીધેજ આખો ખંડ ચમકી રહ્યો; ત્યારેજ રાજાને શેઠનું માથું દુખવાનું કારણ સમજાયું.

( સાંભળેલી )

વિનોદિની



# ભાઈનો પ્રેમ



ગરૂડ પક્ષીઓમાં જટાયુ અને સાંપતિ નામે, બે ગરુડ ભાઇઓ હતા. જટાયુ ગરૂડ પક્ષીઓનો રાજા હતો. તેના કરતાં વધારે બળવાન બીજું કોઈ પક્ષી ન્હોતું. તે બન્ને ભાઇઓ હિમાલય પર્વત ઉપર રહેતા હતા. જટાયુ એટલો બળવાન હતો કે પક્ષી માત્ર તેની આજ્ઞા માનતાં અને પોતે મન ગમે તમ કરતો હતો. સર્વે તેનાથી બ્હીતાં હતાં. જટાયુ નબળાં તરફ દયાભાવે જોતો, અને એમની સાથે માયાથી વર્તતો. આકાશમાં એ રાજા જેમ ઉડતો, પણ ઘેર આવતો ત્યારે સાંપતિ તરફ એક ભાઇ જેવોજ વ્યવહાર રાખતો. તેઓ સાથે ખાતા, પીતા, અને વાતચીત કરતા. સાંપતિને જટાયુ તરફ ઘણી માનવૃત્તિ હતી. જટાયુએ એક દિવસ કહ્યું, કે " મારી ઇચ્છા એવી છે કે સૂરજ પાસે જવાય એટલું જવું. " આ સાંભળીને સાંપતિએ વિચાર કરવા માંડયો, કે આ કેવી રીતે બની શકે ? આખરે સાંપતિના બળવાન પ્રેમે રસ્તો શોધી કહાડયો. તેણે વિચાર્યું કે સૂરજને જટાયુની વચ્ચે કોઇ ઉડે તો જટાયુનું સૂર્યથી રક્ષણ થ.ય. એ પ્રમાણે વિચાર કરીને તેણે જટાયુને કહ્યું, કે " મને પણ

સૂર્ય નજીક જવાની ઇચ્છા છે. પણ હું સૂર્યના તાપથી કદાચ પડી જાઉં તો મને ઝીલવાને મારી નીચે તમે ઉડો તો હું જઇ શકું.” જટાયુએ તેમ કરવાનું કબૂલ કર્યું. પછી તેઓ બન્ને ઉડયા, અને સૂરજની એટલી બધી નજીક ગયા, કે જટાયુને પણ સંતોષ થયો. પછી સાંપતિને લઇને જટાયુ પાછો પર્વત ઉપર ઉતર્યો. ત્યાં પાછા ઉતર્યા પછી જટાયુએ કહ્યું. કે “ સૂરજના આટલા બધા પાસે જવા છતાં હું બળી ન ગયો, એ કેવું નવાઇ જેવું છે, ને સાંપતિ તું તો તાપથી ગભરાઇને પડયો તે વખત સારૂ થયું કે હું પાસે હતો કે તને મારી પીઠ ઉપર ઝીલી લીધો. ” આ સાંભળીને સાંપતિના મનમાં ઘણો આનંદ થયો કે આખરે મારા ભાઇની ઇચ્છા પાર પડી. તે દિવસ પછી સાંપતિ કોઇ દિવસ ઉડી શકયોજ નહિ; તે હંમેશ ઘરમાંજ રહ્યો તેનું કારણ પક્ષીઓના જગતમાં કોઇએ જાણ્યું નહિ.

એનું કારણ એ હતું કે બીચારા સાંપતિએ પોતાના ભાઇ જટાયુ જેના ઉપર તેનો અગાધ પ્રેમ હતો તેનું સૂરજના કિરણોથી રક્ષણ કરવા ખાતર પોતાની પાંખો બળી જવા દીધી હતી.

કંદર્પકુમાર



# શિવાની



અમ્બિકા નદીને કિનારે એક ગરીબ માછી અને તેની છોકરી શિવાની માછલી વેચીને ગુજરાન ચલાવતાં હતાં. નદીની પાસેજ માછીનું રહેઠાણ હતું. જ્યારે સમુદ્રમાં ભરતી આવતી ત્યારે અમ્બિકામાં પાણી ભરાતું, કેમકે એ સમુદ્રથી બહુ દૂર ન હતી. એટલે તે વખતે માછલીઓ પણ બહુ ખેંચાઈ આવતી અને તેથી ત્યાંના માછીઓનો નિર્વાહ ચાલતો.

એક દિવસ શિવાની અને તેનો બાપ પોતાની હોડીમાં બેસીને માછલી પકડતાં હતાં. એમણે જાળ નાંખી એટલે પુષ્કળ માછલીઓ પકડાઇ ગઈ. થોડીવારમાં એ બન્ને જણાં આમ જાળ નાંખતાં નાંખતાં આઘે નીકળી ગયાં. એટલામાં માછીએ કહ્યું, " હું તો થોડું ઉંઘી લઉં. " એમ કહીને એ તો ઉંઘી ગયો.

બહુ વાર થઇ ને શિવાની ધીમે ધીમે હલેસાં માર્યાં કરતી હતી, એટલામાં દૂરથી બહુજ મધુર સંગીતનો અવાજ આવ્યો. જે

બાજુએથી સંગીત આવતું હતું તેજ તરફ શિવાનીની હોડી જતી હતી. જેમ જેમ સંગીત પાસે આવતું ગયું તેમ તેમ બહુજ ફુલ અને અત્તરની સુવાસ આવવા માંડી. છેવટે શિવાનીએ એક બહુજ સુન્દર બેટ જોયો. એના ઉપર બહુજ સુંદર ફુલઝાડ હતાં ને અસંખ્ય પક્ષીઓના ગાયનના સ્વર સંભળાતા હતા. શિવાનીને એ બેટ ઉપર ઉતરવાનું મન થયું, ને એમ કરત, પણ કમનસીબે તેનું હલેસું હોડી જોડે અફળાયું અને એ અવાજથી તેનો બાપ જાગ્યો. જેવો તે જાગ્યો કે તરત તેણે આજુબાજુ જોયું, ને શિવાનીના હાથમાંથી હલેસાં લઇ લીધાં ને હોડીને પાછી વાળી દીધી. ખૂબ ઉતાવળથી તેઓ કિનારા તરફ પાછા ગયાં. જેવો પેલો બેટ દેખાતો બંધ થયો એટલે માછીએ શિવાનીને કહ્યું, કે " હવેથી કોઇ દિવસ તે બેટ તરફ તું જતી ના. એ પરીઓનો બેટ છે. એ પરીઓ બહુજ સુંદર વાજીંત્રો વગાડે છે ને ગાયનો ગાય છે. જો કોઇ પણ બાળક એમનાં ગીત ગાય તો પરીઓ લાંબા હાથ કરીને કિનારે ઉભેલાં, કે હોડીમાં બેઠેલાં, એ બાળકને પાણીમાં ખેંચી લે છે. આપણા ગામનાં બહુ છોકરાં આવી રીતે પાણીમાં જતાં રહ્યાં છે, અને પછી એમનાં માબાપે બહુ ખોળ કરવા છતાંયે જડયાં નથી. " આ સાંભળી શિવાનીએ કહ્યું, કે " મેં એ ગાયનો હજી બહુ સાંભળ્યાં નથી એટલે મને આવડતાં નથી. હવે હું એ બાજુ પર નહિ જાઉં. "

× × × ×

આ વાતને બહુ વખત થઇ ગયો. એક દિવસે એકાએક પેલો માછી મરવા પડયો. એણે મરતાં મરતાં શિવાનીને કહ્યું કે " પેલા બેટપર ના જતી. " આમ કહીને પછી તે મરી ગયો. બીચારી શિવાની આ પૃથ્વી ઉપર તદ્દન એકલી રહી. એના પાડોશીઓએ તેને પોતાને ઘેર રાખી. તે રોજ માછલી પકડવા જતી અને તે વેચીને પૈસા પોતાના પાલકોને આપી દેતી.

એક દિવસ શિવાની પોતાની જુની પુરાણી હોડીમાં બેસીને માછલી પકડતી હતી, એટલામાં એને પેલો બેટ યાદ આવ્યો. એને એટલું બધું ત્યાં જવાનું મન થયું કે એ રડવા લાગી. એટલામાં એણે પાણીમાં એક મોટો ફૂલનો ઝુમખો તરતો જોયો. તરતજ તેણે એ ઉપાડી લીધો. તેણે કોઇ દિવસ જોયાં ન હોય તેવાં સુંદર ફુલો હતાં; અને તેની વાસ પણ બહુજ મધુર હતી.

એટલામાં એક વિચિત્ર વાજીંત્ર તરતું આવ્યું. તે પણ શિવાની-એ ઉપાડી લીધું. તે પરવાળાંનું બનાવેલું હતું; ને તેના પર મોતી જડેલાં હતાં. તે પોતાની મેળેજ વાગતું હતું.

થોડીવાર પછી એક બહુજ સુંદર રંગવાળું પક્ષી ગાતું ગાતું આવ્યું ને શિવાનીના હાથપર બેઠું. શિવાનીને તેના બાપના છેલ્લા શબ્દો યાદ આવ્યા. એટલે, તેણે તે ફુલ, વાજીંત્ર અને પક્ષીને છોડી દેવાનું નક્કી કર્યું. તેણે પક્ષીને ઉડાડી દીધું ને વાજીંત્ર તથા ફુલોને તરાવી દીધાં. જે તરફ પક્ષી ઉડી ગયું તેજ તરફ વાજીંત્ર ને ફુલ પણ ગયાં. હવે શિવાનીએ તે ત્રણે વસ્તુઓ જ્યાં દોરી જાય ત્યાં જવાનું નકક્કી કર્યું.

થોડીજ વારમાં શિવાનીની હોડી પેલા બેટ પાસે આવીને ઉભી. એ બેટ ઉપરની પરીઓએ તેને ઉતારીને બહુજ આવકાર આપ્યો.

બે ત્રણ પરીઓ શિવાનીને આખા બેટ ઉપર ફરવા લઈ ગઇ. ફરીને આવ્યા પછી ઉત્તમમાં ઉત્તમ ખાવાનું આપ્યું. ત્યાર પછી તેને પોતાનાં ગાયનો શીખવ્યાં. સાંજ પડી, એટલે કહ્યું કે હવે તારે ઘેર જા, પણ કાલે પાછી આવજે. શિવાની હોડીમાં બેઠી. એણે જોયું તો આખી હોડી માછલીથી ભરાઈ ગઇ હતી.

× × × ×

આમને આમ ઘણા દિવસ ચાલ્યું. શિવાની માછલી લાવતી હતી એટલુંજ બધાંને બસ હતું. કોઇ જોતું નહિ કે તે કયાં જાય છે.

એક દિવસ માછીઓનો ઉત્સવ હતો. બધી માછીની છોકરીઓ ગીત ગાતી હતી. શિવાની કંઇ બોલતી ન્હોતી, એટલે બધાંએ કહ્યું કે હવે તું ગા. શિવાનીને એક સાદું ગાયન આવડતું હતું તે, તેણે ગાયું. બધાંને બહુજ ગમ્યું. એટલે, એને બીજું ગાવાનું કહ્યું. શિવાનીએ બધાંને ખુશ કરવા એક પરીઓનું શીખવેલું ગાયન ગાયું. એક લીંટી પૂરી એટલામાં શિવાની લોપ થઇ ગઈ.

બધાંએ બહુ શોધી પણ કાંઇ જડી નહિ. પરીઓ એને ઉપાડી ગઈ હતી. પાણીની અંદર એને લઈ જવામાં આવી, ત્યાં તે બહુજ સુખથી એક પરવાળાંના મહેલમાં રહેતી હતી. પણ ત્યાંથી તેનાથી બ્હાર ન્હોતું નીકળાતું. એનાં મિત્રોએ એને ફરી કોઇ દિવસ જોઇ નહિ.

( અંગ્રેજી ઉપરથી. )

શિરીષ



# લોભીયો



સંધ્યાકાળ થવા આવી, પણ ખિજિને કાંઈ ભીખ ન મળી. આખરે કંટાળીને તે એક ઝાડ નીચે બેઠો, ને રડવા લાગ્યો. તેના રુદનથી લક્ષ્મીદેવીને દયા આવી ને તેણે ખિજિને રડવાનું કારણ પૂછ્યું. ખિજિએ કહ્યું કે, "આજે આખા દિવસમાં મને પાઇ પણ મળી નથી. ને ઘેર જઇશ મારા બાપા જરૂર મને મારશે." ત્યારે લક્ષ્મીદેવી એ કહ્યું કે, "તું તારો ખોળો ધર, ને હું અંદર પૈસા નાંખીશ. તને સંતોષ થાય એટલે તું બસ કહેજે. પણ યાદ રાખજે કે તારૂં પહેરણ જૂનું થઇ ગયું છે એટલે, બહુ ભાર ખમી શકશે નહીં ને જેટલા સીક્કા જમીન ઉપર પડશે તે પત્થર થઇ જશે." ખિજિ તો આ સાંભળી ખૂબ ઉમંગમાં આવી ગયો.

દેવીએ સીક્કાઓ નાંખવા માંડયા. સુવર્ણની મ્હોરો જોઈને ખિજિ તો ગાંડોજ થઇ ગયો. તેનો ખોળો ભરાઈ ગયો. પણ તેને

સંતોષ ન થયો. ધીમે ધીમે પહેરણુ ફાટવા માંડયું, ને મહોરો પડીને પત્થર થઇ જવા લાગી, તો પણ ખિન્નિએ દેવીને બંધ કરવાનું કહ્યું નહિ. આખરે તેનું પહેરણુ ફાટી ગયું ને બધી મહોરો વેરાઇ ગઇ, ને પત્થર થઇ ગઇ. ખિન્નિએ ઉંચું જોયું, તો દેવી લોપ થઇ હતી. આખરે તે ખાલી હાથે ઘેર ગયો.



# ગોપાળ અને ગોવાળ



ગોપાળ નામનો છોકરો તેની મા સાથે એક ગામડામાં ન્હાની ઝુંપડીમાં રહેતો હતો. એનો બાપ મરી ગયો હતો અને ભાઇબ્હેન પણ કોઇ ન્હોતાં. ગોપાળ સાતેક વર્ષનો થયો એટલે માએ તેને નિશાળે મૂકવાનો વિચાર કર્યો. આ ગામડામાં નિશાળ એકે નહોતી, પણ પાસેના શહેરમાં હતી. ત્યાં ગોપાળને મોકલવાનું નક્કી કર્યું. શહેરમાં જતાં વચ્ચે એક નાનું સરખું જંગલ આવતું હતું. ગોપાળે માને કહ્યું, " મા, મને જંગલમાંથી જતાં તો બીક લાગશે. મારી જોડે કોણ આવશે ? માએ આંસુભરી આંખે કહ્યું, " બેટા, તારી જોડે આવે એવું આપણું કોઈ સગુંવ્હાલું નથી. પણ એ જંગલમાં તારો એક ભાઇ રહે છે. તને બીક લાગે તો ' ગાયોના ગોવાળ, ગાયોના ગોવાળ ' કહી બૂમ પાડજે એટલે તારો એ ભાઇ આવીને તને છેક સુધી મૂકી જશે. સાંજે પણ પાછો ઘર સુધી મૂકવા આવશે. "

ગોપાળ નિશાળે જવા નીકળ્યો. જંગલ આવતાં, પહેલાં તો હિમ્મતથી પેઠો પણ પછી ચારે તરફ ગાઢ ઝાડી જોઈ ગભરાયો. માના કહેવા પ્રમાણે તેણે બૂમ પાડી, " ગાયોના ગોવાળ, ભાઇ ગાયોના ગોવાળ ! અહીં આવ, મને બ્હીક લાગે છે. " તરતજ ઝાડીમાં ખખડાટ થયો, અને જમીનપર વેરાયેલાં સૂકાં પાદડાં પર કોઇનાં પગલાં સંભળાયાં. થોડીક ક્ષણમાં એક સુંદર શાંત આકૃતિ ગોપાળની નજરે પડી. તેનું મ્હોં હસતું હતું. માથે કાળા, લાંબા વાળ ઉપર સોનાનો મુગટ પહેરેલો હતો, અને તેમાં મોરનું પીછું ખોસેલું હતું. ઘુંટણ સુધી પહોંચતા અંગરખા ઉપર કમરબંધ બાંધ્યો હતો અને બંધમાંથી વાંસળી બ્હાર દેખાતી હતી. આ ગાયોના ગોવાળને જોઇને ગોપાળ બહુજ ખુશી થયો. ગોવાળે તેનો હાથ પકડયો. આખે રસ્તે બન્ને વાતો કરતા ચાલ્યા. નિશાળ આવતાં ગોપાળ અંદર પેઠો અને ગોવાળ પાછો વળ્યો. સાંજે ઘેર જતી વખતે પણ એજ પ્રમાણે જંગલમાં પેસી ગોપાળે બૂમ પાડી, " ગાયોના ગોવાળ, ભાઇ, ગાયોના ગોવાળ, આમ આવ. મને બ્હીક લાગે છે. " તરતજ સવારવાળો ગોવાળ આવ્યો, અને ગોપાળને ઘેર સુધી મૂકી ગયો. ઘેર જઇ ગોપાળ એકદમ માને વળગી પડ્યો, અને બોલ્યો, " મા, આ મારો ભાઈ તો બહુજ સારો છે. મને બ્હીક નહિ લાગે તોયે હું તો એને દરરોજ બોલાવીશ. " આખો વખત એણે ગોવાળનીજ વાતો કર્યા કરી. નિશાળે પહેલીજ વખત ગયો હતો તો પણ તે વિષે વાત કરવાનું તો એને સુઝયું જ નહિ.

આ પ્રમાણે દરરોજ ગોપાળ ગોવાળની સાથે નિશાળે જતો ને આવતો. બન્નેને એક દિવસ પણ મળ્યા વગર ચાલતું નહિ. એમ કરતાં કરતાં નિશાળના ઉત્સવનો દિવસ પાસે આવ્યો. આ નિશાળમાં એવો રિવાજ હતો કે ઉત્સવને દિવસે ગુરૂ યજ્ઞ અને પૂજા કરતા હતા. તે દિવસે દરેક વિદ્યાર્થીને ગુરૂ માટે કાંઇક ભેટ આણવી

પડતી. ઉત્સવને આગલે દિવસે ગોપાળને આ વાતની ખબર પડી. ઘેર જઇ, માને કહ્યું કે "મા, ગુરૂજી માટે હું શું ભેટ લઈ જાઉં ?" માએ કહ્યું, "ભાઇ, આપણે તો ગરીબ છીએ. મારી પાસે તારા ગુરૂજીને ભેટ આપવા લાયક કાંઇ જ નથી. પણ નિશાળે જતાં તારા ભાઇ પાસે કાંઇ માગી લેજે." ગોપાળ નિશાળે ચાલ્યો. જંગલ આવ્યું એટલે બૂમ પાડી ગોવાળને બોલાવ્યો, અને ગુરૂ માટે ભેટ માગી. ગોવાળે કહ્યું, "જરા ઉભો રહે. પાસે ઝાડીમાં મારૂં ઘર છે. ત્યાંથી કાંઇક લઇ આવું." તે દોડયો અને થોડીવારમાં ખાખરાનાં પાનના પડીયામાં દહીં લાવ્યો ને બોલ્યો, "આ તારા ગુરૂજીને આપજે." દહીં લઇ ગોપાળ નિશાળે ગયો. બધા છોકરાઓએ સારી ભેટો આણી હતી. કોઇએ ગુરૂને યજ્ઞ કરતી વખતે બેસવા માટે રેશમી આસની; કોઇએ ગુરૂપત્ની માટે પિતાંબર; કોઇએ પૂજા કરવાનાં વાસણ; કોઇએ ગુરૂને માટે ઓઢવાની કિંમતી શાલ, તો કોઇએ જાતજાતના મેવા મીઠાઇઓ. ગોપાળ બીચારો પોતાની ગરીબ ભેટ માટે શરમાવા લાગ્યો, અને બધા છોકરાઓની પાછળ ભરાયો. બધા એક એક ગુરૂ આગળ ભેટ મૂકવા ગયા. સૌથી છેલ્લો ગોપાળનો વારો આવ્યો. શરમાતો, ગભરાતો ગોપાળ આગળ ગયો. અને ગુરૂના પગ આગળ ધ્રૂજતે હાથે દહીંનો પડીયો મૂકયો. ગુરૂને આ ભેટ ગમી તો નહિ, પણ બધાના દેખતાં ગોપાળનું માન રાખવા ખાતર પડીયો ઉપાડી, એક વાસણમાં ઠાલવ્યો. વાસણ મોટું હતું, છતાં તે આખું દહીંથી ભરાઈ ગયું. પડીયો પાછો છતો કરીને જોયું, તો ભરેલો ને ભરેલોજ હતો. બીજા વાસણમાં ફરી ઠાલવ્યો, તો તે વાસણ પણ ભરાઇ ગયું, અને તે છતાં પડીયો તો ભરેલોજ હતો. આથી બધાને ઘણીજ નવાઇ લાગી. ગુરૂએ દહીં ચાખી જોયું તો અમૃત જેવું મીઠું હતું. સર્વને ગુરૂ દહીં ખવડાવવા લાગ્યા. આવું મીઠું દહીં કોને ન ભાવે ? બધાએ માગીને ખાધું. તે છતાં પડીયો તો ખાલી થતોજ નહિ. ગુરૂએ ગોપાળને

પૂછ્યું, " આ દહીં તું ક્યાંથી લાવ્યો ?" ગોપાળે જવાબ દીધો, " જંગલમાં મારો એક ગોવાળ ભાઇ રહે છે તેણે આપ્યું." આ અક્ષયપાત્રથી ગુરૂજીનું મન લલચાયું. તેમણે કહ્યું, " ચાલ, મને તારો ભાઇ બતાવ." આગળ ગુરૂજી ને પાછળ વિદ્યાર્થીઓ, એમ બધા જંગલ તરફ ચાલ્યા. ત્યાં જઇને ગોપાળે બૂમ પાડી, " ગાયોના ગોવાળ, ભાઇ, ગાયોના ગોવાળ, આમ આવ. મારા ગુરૂજી તને જોવા આવ્યા છે." કોઇ આવ્યું નહિ, તેમ કાંઈ જવાબ પણ મળ્યો નહિ. ગોપાળ જરા ગભરાયો. તેણે ફરી બૂમ મારી, " ગાયોના ગોવાળ, ભાઇ, ગાયોના ગોવાળ, કેમ આવતો નથી ?" તો પણ કોઈ આવ્યું નહિ. હવે તો ગોપાળ લગભગ રડવા જેવો થઇ ગયો. ગળગળા અવાજે એણે ત્રીજી વાર બૂમ પાડી, " ગાયોના ગોવાળ, ભાઇ, ગાયોના ગોવાળ, તું જલ્દી આમ આવ નહિતો બધા મને જૂઠો ધારશે." દૂર દૂર અનંત આકાશમાંથી એક અવાજ સંભળાયો, " તારા ગુરૂજીને મારા દર્શન માટે બહુ વાર છે. તારા જેવા નિર્દોષ અને શુદ્ધ મનવાળા પાસે જ હું વસું છું."

**સૌ. સરોજિની મ્હેતા**



# જ્વાલામુખી



એક વખત, ઘણાં વર્ષો પર અગ્નિદેવના છોકરા અનલકુમારને પોતાનાં માબાપ સાથે તકરાર થઇ. અગ્નિદેવ અને તેમની સ્ત્રી વચ્ચે કાંઇ મતભેદ થયો તે વખતે અનલકુમાર એ બન્નેની વાતમાં જરા ડાહ્યો થવા ગયો. આ ઉપરથી અગ્નિદેવ તો અત્યંત ગુસ્સે થયા, અને અનલકુમારને આપણી પૃથ્વી પર ફેંકી દીધો. પૃથ્વીથી સ્વર્ગ એટલું બધું ઉંચું છે કે અનલકુમાર દોઢ દિવસે એક મોટા આંચકા સાથે પૃથ્વી પર પડ્યો. આટલે ઉંચેથી પડ્યો એટલે એને તો એવી સખત કળ ચઢી કે કાંઇ વાત નહિ. પણ દેવનો છોકરો હતો એટલે વધારે ઇજા થઇ નહિ.

આ બનાવ બન્યા પછી અનલકુમાર પાછો સ્વર્ગમાં ન ગયો, કારણ કે એને પોતાની મા ઉપર રીસ ચઢી. કેમકે એ પડ્યો, પછી [illegible] કે નહિ તેની એણે ખબરે ન્હોતી કઢાવી.

આમને આમ રીસમાં જ અનલકુમાર પૃથ્વી પર જંગલોમાં ભટકયાં કરતો હતો. એને ન્હાનપણથી જ લુહાર થવાનું બહુ મન હતું, એટલે એ જ્યાં ત્યાં એરણ બનાવતો અને મનમાં આવે તે વસ્તુઓ ઘડતો હતો. આવી રીતે એ બહુ જ હોંશિયાર લુહાર બની ગયો. થોડા વખત પછી એક મોટા પર્વતની અંદર ઉંડી ગુફા ખોદી ત્યાં પોતાની દુકાન કરી. આવી રીતે એ મરજીમાં આવે ત્યારે પૃથ્વી પર ફરવા જતો, અને કોઈ મોટો પર્વત જોઇ, તેમાં ઉંડી ગુફા ખોદતો અને ત્યાં પોતાની દુકાન માંડતો. આ કામમાં એને જંગલી માણસો મદદ કરતા હતા. એ લોકો ગુફામાં જવાનો રસ્તો બહુ જ સાંકડો બનાવતા અને પર્વતની વચ્ચે અંદર ગુફાને પહોળી કરતા હતા. આવી રીતે એણે પૃથ્વી ઉપરના ઘણા પર્વતોની અંદર ઉંડી ગુફાઓ ખોદી.

પર્વતની અંદર ખોદેલી ગુફામાં, પોતાની દુકાનમાં અનલકુમાર જાતજાતની સુંદર વસ્તુઓ ઘડતો હતો. એણે એક સોનાનું આસન, બહુ જ મહેનત કરીને યુક્તિથી બનાવ્યું. એ બનાવતાં એને બહુ જ દિવસો લાગ્યા અને એમાં એણે પોતાની બધી હોંશિયારી વાપરી. આ આસન એવું હતું કે એના ઉપર કોઇ બેસે, એટલે તેના હાથ એકદમ જોડાઇ જાય, અને તે આસનકેદ બની જાય. અનલકુમારે આ આસન પોતાની માને ભેટ આપવા માટે બનાવ્યું હતું.

એક દિવસ અનલકુમાર આ આસન લઇને ઉડતો ઉડતો સ્વર્ગમાં ગયો. ત્યાં બધાએ એની બહુ આગતાસ્વાગતા કરી. અનલ-કુમાર પેલું આસન પોતાની માના ઓરડામાં મૂકીને પાછો પૃથ્વી ઉપર ઉતરી આવ્યો. એ ગયો, પછી એની મા પોતાના ઓરડામાં આવી. ત્યાં પેલું આસન જોઈને એ બહુ જ ખુશી થઈ. કેમકે એ ઘણું જ સુંદર હતું. પછી એ તો અનલકુમારના ગુણો યાદ કરતી બેઠા

આસન પર બેઠી. જેવી એ બેઠી એટલે તરત આસનના બન્ને હાથા એની આસપાસ વીંટળાઇ ગયા. એણે બૂમેબૂમ પાડી, ને બધાં નોકરોને દાસીઓ દોડી આવ્યાં, પણ કોઇથી પેલા હાથા છુટયા નહિ. અગ્નિદેવ પણ છેવટે આવ્યા પણ એ પણ કાંઇ કરી શકયા નહિ. થોડીવારમાં આખા સ્વર્ગમાં આ વાત પ્રસરી ગઇ અને બધા દેવતાઓ અગ્નિદેવની સ્ત્રીને છુટી કરવા મદદે દોડી આવ્યા. પણ કાંઈ વળ્યું નહિ. આખરે એક બહુ જ ઝડપથી ઉડનારા દેવદૂતને બોલાવ્યો, અને તેને પૃથ્વી ઉપર અનલકુમારને શોધવા મોકલ્યો. એણે જઇને અનલકુમારને બહુ જ આગ્રહ કરીને સ્વર્ગમાં બોલાવ્યો. પણ અનલ-કુમારને પોતાને બોલાવાનું કારણ ખબર હતું. એટલે તે ગયો નહિ. ત્યાર પછી બીજા ઘણા દેવતાઓ અનલકુમારની ખુશામત કરવા પૃથ્વી પર આવ્યા પણ અનલકુમારે તો કોઇનું ન જ માન્યું.

બધા દેવતાઓ સ્વર્ગમાં ભેગા મળ્યા અને કઇ રીતે અનલકુમાર સ્વર્ગમાં આવે તે વિષે અંદર અંદર વિચાર કરવા લાગ્યા. ત્યાં સોમદેવ પણ હાજર હતા. તેમણે કહ્યું કે "મને જવા દો, હું કાંઇક કરી શકીશ." આ બધાને ગમ્યું એટલે સોમદેવ પૃથ્વી પર ઉતર્યા.

એમણે નક્કી કર્યું કે કાંઇ એની ખુશામત કરવાથી બનવાનું નથી. તેથી એક દિવસ સાંજે અત્યંત કામ કરીને અનલકુમાર થાકી ગયો હતો, તે વખતે એની ગુફામાં ગયા. ત્યાં જઇને એક માણેકના પ્યાલામાં સારામાં સારો દારૂ કાઢીને અનલકુમારને આપ્યો. અનલ-કુમાર તે ખુશીથી પી ગયો. એક પછી એક પ્યાલો ભરીને સોમદેવ એને ફરી ફરીથી દારૂ આપે, અને અનલકુમાર પીધે જાય. પછી સોમદેવે તેને કહ્યું, "ચાલ, આપણે સ્વર્ગમાં જઇએ." દારૂના ઘેનમાં અનલકુમારે હા કહી. અને તે સ્વર્ગમાં ગયો ને ત્યાં જઇને તેણે પોતાની માને છુટી કરી દીધી.

પણ અનલકુમાર પછી સ્વર્ગમાં રહ્યો નહિ. એ તો પાછો પૃથ્વી ઉપર આવતો રહ્યો. એને એની પર્વત માંહ્યની ગુફામાં

બેસીને એરણ પર મોટા હથોડા મારીને જાતજાતની વસ્તુઓ ઘડવી બહુ ગમતી હતી.

કોઈ વખત એ બહુ જ મોટી વસ્તુ ઘડતો હોય ત્યારે મોટા પથરા અને દેવતા તથા પુષ્કળ ધુમાડો પર્વતની બ્હાર નીકળતાં હતાં.

અનલકુમારે પૃથ્વીના માણસોને બહુ વસ્તુઓ બનાવી આપી હતી.

હજી પણ એ ગુફામાં બેઠો બેઠો જાતજાતની વસ્તુઓ ઘડે છે. પણ હવે એ ઘરડો છે એટલે પહેલાં જેટલી વસ્તુઓ ઘડતો તેટલી હાલ નથી ઘડતો. તો પણ પૃથ્વી ઉપર કેટલાક પર્વતોમાં જ્યારે એ બહુ જ મોટી વસ્તુ બનાવતો હોય, ત્યારે ધુમાડો અને દેવતા નીકળે છે.

પૃથ્વી પરના લોકો આને જ્વાલામુખી કહે છે.

(અંગ્રેજી ઉપરથી ફેરફાર સાથે)

શિરીષ



# ચિત્રકાર



એક અંધારી ઓરડીમાં બેઠો બેઠો ચિત્રકાર નિપુણ એક સુંદર ચિત્ર ચિતરતો હતો. તેના પગ આગળ તેની એકની એક લાડકી પુત્રી મધુરી બેઠી હતી. ને કાંઇ ઝીણું ઝીણું ગાતી હતી. થોડી થોડી વારે તે નિપુણ તરફ જોતી ને કાંઈ બોલવા જતી. પણ, નિપુણ તો ચિતરવામાં એટલો મશગુલ હતો કે મધુરી તરફ તેનું જરાયે ધ્યાન નહોતું.

આખરે મધુરી હિંમતથી બોલી, " બાપુ, આજે હું એક બહુજ સારૂં ગીત શીખી છું, તમે નહિ સાંભળો ? " નિપુણે જરા કંટાળીને કહ્યું, " મધુરી, અત્યારે મને ના બોલાવીશ, રાત્રે જરા તારૂં ગીત સાંભળીશ. "

થોડીવાર પછી નિપુણને અરૂણ નામનો બીજો ચિત્રકાર મળવા આવ્યો. નિપુણ ને અરૂણ મિત્રો હતા. પણ અરૂણ પાસે અઢળક પૈસા હતા, ને નિપુણ ગમે તેમ કરીને ગુજરાન ચલાવતો.

અરૂણે ઓરડામાં દાખલ થઇને તરત કહ્યું, " નિપુણ, એક ગૃહસ્થે જાહેર કર્યું છે કે જો કોઇ ચિત્રકાર ' મરણ પામેલા પિતા પાસે રડતી પુત્રી ' ની ભાવનાવાળું ચિત્ર ચિતરશે, ને જો તે એ ગૃહસ્થને પસંદ પડશે તો મોટું ઇનામ એ ચિત્રકારને મળશે. નિપુણ ! મને થાય છે કે તુંજ એ ચિત્ર દોરે તો સારૂં. ચિત્ર ચાર દિવસમાં જ પુરૂં થવું જોઇએ. "

નિપુણે ચિત્ર દોરવાનું માથે લીધું, અને અરૂણ પોતાને ઘેર ગયો કે તરત નિપુણ નવું ચિત્ર ચિતરવા બેસી ગયો.

રાત પડી એટલે મધુરી ધીમે ધીમે નિપુણ પાસે ગઇ અને તેના ખભા ઉપર પોતાના નાનકડા હાથ મુકીને બોલી, " બાપુ, હવે તો રાત પડી, મારૂં ગીત નહિ સાંભળો ? " નિપુણ ધીમેથી બોલ્યો. " મધુરી, ચાર દિવસ પછી જરૂર સાંભળીશ. માત્ર ચાર દિવસ મને જમવા પણ ના બોલાવીશ. "

ચાર દિવસ નિપુણે રાતદિવસ મહેનત કરીને પેલું ચિત્ર પુરૂં કર્યું—માત્ર છેલ્લું થોડું કરવાનું બાકી હતું. આ ચાર દિવસમાં એણે કાંઇ પણ ખાધું નહોતું.

આખરે ચોથે દિવસે સંધ્યાકાળે નિપુણે મધુરીને બોલાવીને કહ્યું, " મધુરી, મને નદી કિનારે લઇજા—મારી આંખો ગઇ છે. " મધુરી રડતી રડતી નિપુણને નદી કિનારે લઈ ગઇ. થોડીવાર ત્યાં ફર્યા. પછી મધુરીએ કહ્યું. " હવે ઘેર ચાલો બાપુ, હું તમને મારૂં ગીત સંભળાવું. "

ઘેર ગયા પછી નિપુણે કહ્યું, " મધુરી, એકવાર ચિત્ર પાસે લઇ જા, પછી ગીત સાંભળીશ. " ચિત્ર પાસે જતાંજ ચાર દિવસના અપવાસથી તથા થાકથી, તેમજ પોતે આંધળો છે ને ચિત્ર થોડું અધુરૂં રહ્યું છે ને તે પુરૂં નહી થાય તે વિચારથી તે બેભાન થઈ

ગયો ને તરત મરી ગયો. મધુરીની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, પણ તે સ્થિર થઇને બેઠી હતી.

એટલામાં અરૂણ આવ્યો. તેણે શું જોયું ? એક તરફ ચિત્રમાં ' મરણ પામેલા બાપ પાસે રડતી પુત્રી, ' અને બીજી તરફ મરણ પામેલા નિપુણ પાસે આંસુવાળી આંખે પણ સ્થિર થઇ બેઠેલી મધુરી.

( અનુવાદ )

વિનોદિની



# મગફળીની ચીકકીની વાત



અમારી કલાસમાં પ્રબોધ આવ્યો ત્યારથી હંમેશાં એને જરા લાહેરી મારવાની ટેવ હતી. એની વાતોમાં ઘણું ખરૂં એની બ્હેન વસુ આવેજ. હંમેશાં એની વાતો સાંભળીને અમને ખબર હતી કે પ્રબોધની બ્હેન વસુને મીઠાઈઓ કરતાં બહુજ સરસ આવડે છે. એને જરા ગપ્પાં મારવાની ટેવ હતી એટલે હમે તો આ પણ ગપ્પુંજ માનતા હતા. પણ અમારી કલાસમાં એક બાબુ નામનો છોકરો છે. તેણે પ્રબોધ સાથે દોસ્તી કરી. એણે અમને કહ્યું કે " પ્રબોધની બ્હેને બનાવેલી મીઠાઈ મ્હેં ખાધી છે અને એવી મ્હારા જન્મારામાં પણ મ્હેં ચાખી નથી." બાબુ જરા સવાદીઓ ગણાતો એટલે અમારા મનમાં આ વાત સજ્જડ ચોંટી ગઇ, ને અમે હંમેશાં પ્રબોધની બ્હેનની મીઠાઇની વાતો કરવા લાગ્યા.

માણુસ જાતની ભૂલતો થાય જ. પણ પ્રબોધની બ્હેનની ભૂલને લીધે અમનેજ પ્હેલીવાર દુઃખ પડયું.

એક વખત બપોરની રજા પુરી થવા આવી ત્યારે પ્રબોધ દોડતો, હાંફતો, આવ્યો ને કહ્યું કે " મ્હારી બ્હેને તમારે માટે મગફળીની ચીક્કી મોકલાવી છે." પ્રબોધે પણ તે ચાખી ન્હોતી. જેવી થઇ એટલે એ તરત જ લાવ્યો હતો. એની વાસ બહુજ સરસ આવતી હતી, અને ખાધા પછી પણ બહુજ સારી લાગી.

એટલામાં ઘંટ વાગ્યો ને પંડ્યા માસ્તર ચસ્મા ચઢાવીને ઇતિહાસનો થોથો લઇને આવી પહોંચ્યા. અમે બધા વર્ગમાં ગયા. કેટલાક છોકરાઓ એક બીજા સામું જોતા હતા. કેમ તે તો મને ખબર પડી નહિ, પણ મારા ઉપર એકાએક દુઃખ આવી પડયું. ચીક્કીની ચાસણી બહુજ સખ્ત થઇ હતી, તેથી મારા તો બધા દાંત સજ્જડ ચોંટીજ ગયા. મેં મ્હોં મ્હોળું કરવાનો એટલો બધો પ્રયત્ન કર્યો કે કાંઇ વાતજ નહિ, પણ એ ચાસણી તો એવી હઠીલી કે હું તો સપડાઇજ ગયો.

પંડ્યા માસ્તર તો મ્હોં ગંભીર કરીને ઇતિહાસનાં પાનાં ઉથલાવવા મંડયા. એકદમ પ્હેલા નંબરના છોકરા તરફ આંગળી કરીને એને ઉભો કર્યો ને પાણીપતના પહેલા યુદ્ધની સાલ પૂછી. એ છોકરાનું મોઢું જરા લાલ તો હતું. પણ એનું વ્હીલું મોઢું જોઇને મને લાગ્યું કે આ ભાઈ પણ મારી પેઠેજ સપડાઇ ગયા છે. એણે દાંત કચકચાવ્યા ને એથી તે જાંબુડી રંગનો થઈ ગયો. પણ એનાથી એક પણ અક્ષર બોલાયો નહિ. માસ્તરની આંગળી એક પછી એક છોકરા તરફ ચાલી. પણ કોઇ એક અક્ષરે બોલી ના શકયું. એક છોકરાના ત્રણ દાંત એણે મહામહેનતે છુટા કર્યા ને બોલ્યો કે " શાશેરાશંશશો ને શશીશમાં. " માસ્તરે એકદમ પૂછયું કે " ત્હારા મ્હોંડામાં શું છે ? તેજ વખતે એના બે દાંત વધારે છુટયા એટલે એણે કહ્યું કે " શાનાનું. " " વાહ ! " માસ્તર બોલ્યા, 'તું કે' દહાડાનો સુરત પારસી બન્યો કે શાહનામું

સાથે શાખીને ફરે છે ? તારા બોલવાથી તો શાહનામું શું, બીજી ચાર પાંચ ચોપડી મ્હોંમાં હોય એવું લાગે છે." અમે બધા બહુજ ચીડાયા હતા, ત્યાં વળી દાઝયા પર ડામ જેવા આ શબ્દો લાગ્યા. મારો વારો પણ આવી ગયો, ને હું કાંઇ ના બોલ્યો. પ્રબોધની પણ અમારા જેવીજ દશા હતી. અમે બધાએ પ્રબોધને ખંખેરવાનો વિચાર કર્યો. પણ નિશાળ બંધ થઇ ત્યારે એનું મોં બહુજ ઉતરી ગએલું જોઇને જવા દીધો, અને તે પણ સારૂંજ થયું. કેમકે અમારે કાને વાત આવી કે તેત્રીસ કકડા મીઠાઇના એની પાસે હતા, અને બધાને મળે એટલા માટે તેણે મીઠાઇ ખાધીજ નહોતી અને છતાં પણ જવાબ દીધો ન્હોતો.

આખા વર્ગમાં એ સવાલ ફર્યો, ને કોઇએ જવાબ ના આપ્યો, એટલે માસ્તરે તો ખાનામાંથી નેતરની સોટી કહાડી, અને અમને બધાને બબ્બે વખત લગાવી દીધી. આ મારમાંથી પ્રબોધ ખુશીથી બચ્યો હોત પણ એટલો એ સારો.

આ વાતને બહુ વખત થઇ ગયો. પણ હજી અમને એ બરાબર યાદ છે. અમે એ નાની સરખી પણ મેરૂ પહાડ જેવી મીઠાઇને ખસેડવાનો કાંઇ જેવો તેવો પ્રયત્ન કર્યો ન હતો !

( અંગ્રેજી ઉપરથી )

શિરીષ



# રાજા અને ભરવાડની છોકરી



એક રાજા ઘણો પૈસાદાર ને જબરો હતો. પણ, તેને કદિ ઉંઘ ન્હોતી આવતી, ને પોતાના પૈસાની ચિંતા થયા કરતી. તે કહેતો કે, "મને ઉંઘ આવે તેવો ઉપાય બતાવશે તેને હું મારૂં અડધું રાજ્ય આપીશ." આથી ઘણા મોટા દાકતરો, વૈદો, હકીમો ને મોટા વિદ્વાન માણસોએ ઘણા ઘણા ઉપાય કર્યા પણ તેઓના ઉપચાર નિષ્ફળ ગયા. રાજાએ એવો હુકમ કર્યો હતો, કે જેના ઉપાય નિષ્ફળ જાય તેને કેદમાં નાંખવા. આથી ઘણા માણસોને કેદમાં નાંખ્યા.

આખરે એક દિવસ એક ભરવાડની છોકરી રાજા પાસે ગઈ ને બોલી, " હું તમને ઉંઘ આવે તેવો ઉપાય કરવા આવી છું." આથી રાજા બોલ્યો, " તું આટલી નાની થઈ શું ઉપાય કરવાની હતી ? તને તો નાના નાના ઉપાય આવડે. તારી માએ શીખવ્યા હશે. " આથી છોકરી બોલી, " હા, મારા ઉપાય મારી માએ જ શીખવ્યા છે. તે નાના નાના છે." રાજાએ કહ્યું. "તું

શું કરી શકશે ?" પછી તેણે રાજાને આકાશ તરફ નજર કરાવી. રાજા ચીડાયો અને બોલ્યો, " શું તું મારી મશ્કરી કરવા ધારે છે ?" અને હુકમ કર્યો કે એને કેદમાં પૂરો. એ ઘણી ભલી દેખાતી હોવાથી રાજા એના હાથમાં બેડી ન જોઇ શકયો, તેથી તે તેની પાછળ ગયો. છોકરી તો કેદમાં ગયા પછી પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી, કે " હે પ્રભુ ! રાજાને પાપમાંથી બચાવો ! " આથી રાજાને ઘણુંજ નવાઇ જેવું લાગ્યું, કે "આ છોકરી મારે માટે પ્રાર્થના કરે!" તરતજ રાજાએ છોકરીને છોડી દીધી, ને પોતાના ઓરડામાં જઇ પોતે પણ પ્રાર્થના કરવા લાગ્યો, ને તરતજ તેને ઉંઘ આવી જાગ્યા પછી તપાસ કરી તો પેલી છોકરી તો જતી રહેલી. તેની રાજાએ બહુ તપાસ કરી પણ પત્તોજ ન લાગ્યો.

( અંગ્રેજી ઉપરથી )

તરંગિણી



# અદ્દભૂત છબિ



જાપાનમાં યાઉકુસ્કી નામના ગામડામાં આરસી એટલે શું, તે કોઇ જાણતુંજ ન હતું. ત્યાં એક દિવસે એવું બન્યું કે એક કીકીટસુમ નામના જાપાનીસને રસ્તામાંથી એક નાની આરસી જડી. તેણે આવી ચીજ પહેલીજ વખત જોઇ. તેણે તેમાં નજર કરી, અને જ્યારે અંદર કાળી અને ચળકતી આંખોવાળો ચ્હેરો જોયો ત્યારે તેને બહુ જ નવાઈ લાગી. તે બોલ્યો, " આ તો મારા બાપની છબિ છે ! તે અહીં ક્યાંથી આવી ? આ કદાચ કંઇ અપશુકન તો નહિ હોય ? " તેણે તે આરસીની આસપાસ પોતાનો રૂમાલ વીંટયો ને તેને ગજવામાં મૂકી દીધી. જ્યારે તે ઘેર ગયો ત્યારે તેણે તે આરસી એક ફુલદાનીમાં મૂકી. તેણે આ વિષે પોતાની સ્રીને પણ કાંઇ કહ્યું નહિ. થોડા દિવસ સુધી કીકીટસુમના મનમાં તે છબિ વિષેજ વિચારો આવ્યા કરતા હતા. ઘણી વખત તે પોતાનું કામ અધૂરૂં મૂકી, એકદમ ઘેર આવી તે ખજાના તરફ જોતો.

તેની સ્ત્રી લીલીટસી જોતી હતી કે તેનો વર જ્યારે ઘરમાં આવતો ત્યારે એક ઓરડામાં જઇ બારણું બંધ કરીને કાંઇ કર્યા પછીજ બ્હાર જતો. એક દિવસ કીકીટસુમના ગયા પછી તે ઓરડામાં ગઇ, અને બધે જોયું પણ તેને તેમાં કાંઇ અસાધારણ લાગ્યું નહિ.

એક વખત તે પેલા ઓરડામાં અચાનક જઇ પહોંચી અને તેણે જોયું તો કીકીટસુમ, એક ફુલદાની એક ઉંચા ગોખલામાં મૂકતો હતો. જેવો તે ગયો કે તરત તેણે તે ફુલદાની ઉતારી અને તેમાંથી તે આરસી ક્હાડી અને તેમાં જોયું. એણે શું જોયું ? તે ખૂબ ગુસ્સે થઈ, ને બોલી, " એક સ્ત્રીની છબિ ! " તેને, તેનો વર આવી કદરૂપી સ્ત્રીને વખાણતો હતો તે જાણી નવાઇ લાગી.

તે દિવસે તેણે કીકીસુમ માટે રાંધ્યું નહિ. જ્યારે તે આવ્યો ત્યારે, તેણે ખાવાની કંઇ તૈયારી જોઇ નહિ. આથી તેને નવાઇ લાગી. તે બહુ ગુસ્સે થયો અને લીલીટસી પાસે ગયો, ને બોલ્યો, " તું શું સમજે છે ? " લીલીટસી બોલી, "તમે શું સમજો છો ?" મારી ફુલદાનીમાં છબિઓ મૂકવી ? લો, આ તે દુષ્ટ સ્ત્રીની છબિ. મારે તે નથી જોઇતી. "

કીકીસુમ બોલ્યો, "તુ શું કહે છે, મને કંઇ સમજણ પડતી નથી." લીલીટસીએ જવાબ આપ્યો, "તમને સમજણ પડતી નથી ! તમને તમારી ખરી સ્ત્રી કરતાં બીજી એક કદરૂપી સ્ત્રી વધારે ગમે છે, નહિ ?" તે બોલ્યો, "અરે, એતો મારા બાપની છબિ છે. મને રસ્તામાંથી જડી હતી. " લીલીટસી બોલી, " જુઓ તો ખરા, આ મને કહે છે કે હું સ્ત્રીની છબી નથી ઓળખતી. "

વાતે ધીમે ધીમે ભયંકર સ્વરૂપ લેવા માંડયું. કીકીટસુમ ગાંડા જેવો થઇ ગયો. તે બોલ્યો, " મારા બાપનીજ છબિ છે. એમાં ભૂલ

જ ન હોય." એ લોકો મોટેથી બોલી લઢતાં હતાં, તેથી તેમનો અવાજ એક જાપાનીસ ભિક્ષુક ત્યાંથી જતો હતો તેણે સાંભળ્યો. તેણે વિચાર કર્યો, "આવી લઢાઇઓ ન થવી જોઈએ. કાંઇ નજીવી વાત માટે લઢાઇ થતી હશે અને હું સહેલાઇથી તેનો અંત લાવીશ". તે અંદર આવી બોલ્યો, " બેટાઓ, શું છે ? તમે શા માટે લઢો છો ? "

ફીફીટસુમ બોલી ઉઠયો, " હું સોગન ખાઇ કહું છું કે મારી પાસે મારા મૃત પિતા સિવાય કોઇની છબિ નથી, " ભિક્ષુક બોલ્યો, "બેટા મને તે છબિ બતાવ તો" ફીફીટસુએ ભિક્ષુકને તે છબિ આપી. તેણે તે છબિ હાથમાં લીધી, અને ધ્યાનપૂર્વક અંદર જોઇને તે બોલ્યો, " તમારી લઢાઇ બંધ કરો. શાંતિથી રહો. તમારૂં બન્નેનું કહેવું ખોટું છે. છબિ તો એક પવિત્ર ભિક્ષુકની છે. તમે આવા પવિત્ર ચ્હેરાને બીજું કાંઇ સમજ્યા એ જાણી મને નવાઇ લાગે છે. "

પછી તે તો તેમને આશીર્વાદ દઇને ચાલ્યો ગયો, અને તે આરસી પાગોડામાં કિંમતી ચીજો જોડે મૂકવા લઈ ગયો.

( અંગ્રેજી ઉપરથી ) સુવ્રત નીલકંઠ



# મૂગો દેશ



" બોલવું એ મનુષ્યને પ્રિય છે, મૂગા રહેવું એ ઇશ્વરને પ્રિય છે "

" બોલવા કરતાં મૂગા રહેવામાં વધારે ગૌરવ છે. "



એક દેશના લોકોને બહુજ થોડું બોલવાની ટેવ—ન છૂટકેજ બીજા માણસો જોડે વાત કરે. જ્યાં સુધી નિશાનીઓથી અને હાવ-ભાવથી કામ ચાલે ત્યાં સુધી તો કોઈ બોલેજ નહિ.

હવે એવું બન્યું કે પાસેના દેશમાં દુકાળ પડયો. હજારો લોકો ભૂખમરાથી મરી જવા લાગ્યા, ત્યારે " દુકાળ નિવારણ મંડળ " ના કેટલાક સભાસદો, પેલા પાસેના લગભગ મૂગા—શાન્ત દેશમાં ગયા, ને એ લોકોની લાગણી ઉશ્કેરવા માટે મોટાં મોટાં ભાષણો કરીને પોતાના દેશમાં દુકાળથી પડતાં દુઃખો કહી બતાવ્યાં, પણ

આ વિચિત્ર દેશના લોકોને મૂળથીજ થોડું બોલવાની ટેવ એટલે એ લોકો શી રીતે માની શકે કે દુકાળથી ભૂખે મરતા માણસોમાં આટલું બધું બોલવાની શક્તિ હોય? એટલે એમણે ધાર્યું કે આ મંડળના સભાસદો જુઠ્ઠા છે. તેથી કોઇએ એમને પૈસા પણ ન આપ્યા.

નિરાશ થયેલા ' દુકાળ નિવારણ મંડળ ' ના સભાસદો પોતાને દેશ પાછા ફર્યા ને બધી હકીકત બીજા સભાસદોને કહી. આ સાંભળી એક સભાસદ પેલા વિચિત્ર દેશમાં જવા તૈયાર થયો. તેણે હાથમાં માત્ર એક ખાલી કોથળો લીધો ને પેલા પ્રદેશમાં જઇ પહોંચ્યો.

પછી તે દરબારમાં ગયો, ને પેલો ખાલી કોથળો બતાવી તે માત્ર એટલુંજ બોલ્યો " આ ભરી દો. " આ સાંભળીને પેલા લોકો બહુજ ખુશી થયા, અને ખુશીથી પૈસા, વસ્ત્ર ને અનાજ દુકાળવાળા પ્રદેશમાં મોકલવાનું વચન આપ્યું. પણ સાથે સાથે એમ પણ કહ્યું કે, " તમે ' આ ભરી દો ' ના બોલ્યો હોત ને માત્ર કોથળોજ બતાવ્યો હોત તો ચાલત. "

( સાંભળેલી ) વિનોદિની નીલકંઠ



# આપણી ટેવો



વેણીમધુના બાપે એક દહાડો તેને કહ્યું, "તારો મિત્ર રામચંદ્ર કેવો સારો છે! તમે બંને નિશાળેથી સાથેજ આવ્યા? રામચંદ્ર તારી પાસે ચોપડી લેવા આવ્યો હતો, ખરૂં? કેવી સારી એની રીતભાત છે! હું તો એનો વિનય અને વિવેક જોઈ છક્કજ થઈ ગયો."

વેણીમધુ બોલ્યો, "હા, મને પણ રામચંદ્ર બહુજ ગમે છે. નિશાળના કેટલાક છોકરાઓ એમ ધારે છે કે એ અભિમાની છે. એ બાપડો જરાયે એવો નથી. એ જરી થોડાબોલો છે, એટલે બધા એને અભિમાની ગણે છે. તમે ન્હોતું જોયું બાપુ, એ કેટલી બધી શાંત પ્રકૃતિનો છે?"

"હા એ બધું મેં જોયું, પણ સૌથી વધારે તો મને એની બોલવાની રીત ગમી. એ કેવો ધીમેથી, મીઠા અવાજે બોલે છે! તું

એના જેવી બોલવાની ટેવ પાડે તો મને બહુ ગમે. તને બહુ જોરથી બોલવાની ટેવ છે. અને તું બોલે છે ત્યારે ઘરમાં બહુજ ઘોંઘાટ થાય છે. ”

“ જરૂર હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ. હવેથી હું ધીમેથી બોલવાને પ્રયત્ન કરીશ. ”

“ તું ધારે છે એટલું એ સ્હેલું નથી. ટેવ પાડવી એ સહેલી વાત છે, પણ છોડવી અઘરી છે. ” હું તને ‘ટેવ’ વિષે એક વાત કહું છું તે સાંભળ. ”

× × × × ×

એક વખત એક જુવાન માણસ રસ્તે ચાલતો હતો. રસ્તો બહુ ધુળીયો હતો. તે દહાડે તાપ સખ્ત હતો, અને તાપને લીધે એનું ગળું બહુજ સુકાતું હતું, અને વળી અધુરામાં પુરૂં રસ્તાપરથી ઉડતી ધુળ એના ગળામાં ચોંટતી હતી. ચાલી ચાલીને એ માણસ બાપડો થાકી ગયો હતો, અને મહા પરાણે એક પછી એક પગલાં ભરતો હતો.

એ માણસને એમ થતું કે ઝાડ આવે તો કેવું સારૂં ! હું એની છાયા તળે બેસું અને આ પ્રચંડ તાપમાંથી બચી, આરામ લઉં. પણ એને કમનસીબે એ રસ્તે એકકે ઝાડ નહોતું. ઝાડ તો શું, પણ નાનો છોડ સુદ્ધાંયે ન હતો.

થોડું આગળ ચાલ્યા પછી એણે એકાએક એક મોટો ખડક જોયો. એ તો એકદમ એ તરફ દોડયો અને ત્યાં જઇને જુવે છે તો ખડકને તળીએ એક ગુફા. છાંયડો અને ઠંડક જોઇને એને બહુજ આનંદ થયો, અને તરત ગુફાની અંદર આરામ લેવા માટે દાખલ થયો.

ગુફામાં જરા અંદર ગયો, ત્યાં તો એણે એક સુંદર જુવાન સ્ત્રીને રેંટીયા પર રૂ કાંતતી જોઇ. શું ઝીણા તાર નીકળતા હતા? કરોળીયાની જાળના તાર કરતાંયે એ ઝીણા હતા. અને જ્યારે એ તાર પર અજવાળું પડતું ત્યારે એ રૂપેરી તાર જેવા ચળકતા હતા.

એ સ્ત્રી આ યુવકને જોઈ નીચું જોઇને મીઠું હસી. એ યુવકને થયું કે એણે જન્મારામાં આવી સુંદર સ્ત્રીને કોઈ ઠેકાણે જોઇ ન્હોતી. પછી એણે ધીમે રહીને કહ્યું, "બ્હેન, હું થાકેલો છું. હું આ ગુફામાં થોડી વાર સૂઇ રહું ? મારો થાક ઉતરશે એટલે હું મારે રસ્તે પડીશ. રજા છે ?"

"ખુશીથી સુઓ. મારે કાંઈ વાંધો નથી. પણ એક સરતે તમને સૂવા દઉં. તમે એ સરત કબૂલ કરશો ?"

"કબૂલ છે તમારી સરત. પણ જરા કહેશો કે એ સરત શી છે ?"

"આ મારૂં કાંતેલું સુતર છે તે તમે સૂઈ જશો પછી હું તમારી આસપાસ વીટી દઇશ. તમારે એ મૂગે મ્હોંએ વીંટાવા દેવું પડશે. બસ, આટલીજ મારી સરત છે."

"ઓ હો ! એમાં મોટું શું ? આવી સરત કોણ કબૂલ ના કરે ? લો, આ હું સૂતો. વીંટો તમારે વીંટવું હોય એટલું સુતર. જ્યારે મારે થાક ઉતરશે ત્યારે હુ તમારા દોરા તોડી નાંખીને જતો રહીશ."

પેલી સ્ત્રી ધીરે રહીને સ્હેજ હસી, અને પેલો માણસ સૂતો. ગુફાની ઠંડક એવી સરસ હતી કે થોડીજ વારમાં પેલા થાકેલા માણસને

ઉંઘ આવવા લાગી. અડધો ઉંઘતો અડધો જાગતો, એ પેલી સ્ત્રીની દોરા વીંટતી, ચતુર આંગળીઓ નિહાળતો હતો. એ દોરા વીંટતી જાય અને ગાયન ગાતી જાય. થોડી વારમાં એના આ મધુર ગાયનને લીધે પેલો માણુસ ઘસઘસાટ ઉંઘી ગયો.

અડધો એક કલાક પેલો માણુસ ઉંઘ્યો અને પછી જાગ્યો તેવોજ એ ઉઠીને ચાલવા ગયો. પણુ ઉઠાયજ શેનું ? હાથ કે પગ જરા ખસેડાતાં પણુ ન્હોતાં. એણે પોતાના શરીર સ્હામું જોયું અને એકદમ ચમકયો. એના શરીરની આસપાસ વીંટેલા ઝીણા દોરા ધીમેધીમે પોતાની મેળે જાડા થતા હતા. જોતજોતામાં તે જાડાં દોરડાં જેવા થઇ ગયા. દોરડાંનો રંગ પહેલાંના જેવો રૂપેરી ન્હોતો રહ્યો; એ તો ઘેરા રાખોડી રંગનાં થઇ ગયાં. ક્ષણે ક્ષણે એ માણુ-સનો ભય વધતો ગયો, કારણુ કે પળે પળે દોરડાંનો દરેક વળ વધારે જાડો થતો હતો. એણે આખરે પેલી સ્ત્રીને બૂમ પાડીને કહ્યું, કે—" મને છોડ ને જવા દે. " પણુ એની મશ્કરી કરતી હોય એવી રીતે એના સ્હામું જોઈ ક્રૂરરીતે એ હસી. પછી પેલા માણુસે જોયું તો પેલી સ્ત્રી બહુજ ઘરડી થઇ ગઇ હતી. તેના મ્હોંડા ઉપ-રથી જુવાનીનું તેજ ઉડી ગયું હતું. તે વૃદ્ધ લાગતી હતી.

× × × ×

વેણીમાધુના બાપે વાત પૂરી કીધી ને પછી કહ્યું, " વેણીમાધુ, આપણી ટેવોની બાબતોમાં આ મેં કહી તે વાત જેવુંજ છે. આપણી ટેવોનાં બીજ આપણે પોતેજ રોપીએ છીએ પણુ કયારે રોપીએ છીએ તે આપણુને પોતાનેજ ખબર પડતી નથી. એ વાવેલાં બીજના છોડ ધીમે ધીમે મોટા થાય છે, પણુ તેનું ભાન આપણુને રહેતું નથી. છેવટે આપણી ટેવો લોખંડની સાંકળો જેવી મજબુત બને છે. અને આપણા હાથપગ તે બાંધી લે છે. આપણે આપણી ટેવોના

ગુલામ થઇ જઇએ છીએ. બાળપણમાં ટેવો પાડતી વખતે ખૂબ સંભાળ લેવી કે જેથી ખરાબ ટેવોની જાળમાં ન ફસાતાં, આપણે સારી ટેવો પાડીએ. સારી ટેવોથી આપણે ચારિત્રવાન બનીએ છીએ. વેણીમાધુ, મારી આ શિખામણ તું ધ્યાનમાં લેજે.

( અંગ્રેજી ઉપરથી ) **સૌદામિની**



# લડવૈયો



એક વખતે ફ્રાન્સના મહાન વીર નેપોલીઅનના લશ્કરે એક ગામ ઉપર હલ્લો કર્યો. ગામથી સ્હેજ દૂર એક ટેકરા ઉપર એની હંમેશની ટેવ પ્રમાણે નેપોલીઅન ઉભો રહીને દૂરથી લઢાઇના મેદાનમાંથી ઉડતા ધુમાડા જોતો હતો અને વિચાર કરતો હતો એટલામાં આથેથી એક ઘોડા ઉપર એક સવાર ખૂબ જલ્દી એની તરફ આવતો જણાયો. નેપોલીઅનના મનમા એમ થતું હતું, કે આ લડાઇમાં જો એનો સેનાપતિ હારી જાય, તો પોતે કરેલા આખી દુનિયા જીતવાના વિચારો ધૂળધાણી થઈ જાય. પેલો સવાર એક છોકરોજ હતો. એની ઉમ્મર અરાઢ ઓગણીસથી વધારે ન હતી. તે ઘોડા ઉપરથી ભૂસ્કો મારીને ઉતર્યો, પણ ઘોડાના વાળ પકડીનેજ ઉભો રહ્યો. એને જોતાં પ્રથમતો એમ લાગે કે એ રણક્ષેત્ર પરથી તરતજ આવ્યો હતો, છતાં એને જખમ ન્હોતા થયા. પણ બરાબર જોતાં સાફ દેખાતું કે એની છાતી આખી ગોળીઓથી વીંધાઇ

ગઈ હતી. અસહ્ય દુઃખને લીધે એણે હોઠ સખ્ત બીડી દીધા હતા, પણ મ્હોંપર કાંઇજ લાગણી દેખાય નહિ માટે, મોઢું હસતું રાખ્યું હતું.

એણે સલામ કરીને નેપોલીઅનને કહ્યું, “ નામદાર, તમારે માટે આ ગામ જીત્યું છે. લશ્કર શહેરમાં પેઠું છે અને સેનાપતિ તમારી વાટ જુવે છે. મેં આપણો વાવટો પુષ્કળ ગોળીબાર વચ્ચે શહેરની વચમાં ચઢાવ્યો છે. મને એ કરવાની ઘણી હોંસ હતી અને આપની કૃપાથી તે પાર પડી છે.” નેપોલીઅન અત્યંત ખુશ થયો. એને આખી દુનિયા પોતાના પગ નીચે પડેલી દેખાઇ, પણ એટલામાં તેનો માયાળુ સ્વભાવ એકદમ એના મ્હોં પર ઝળકી ઉઠયો. એની આંખમાં આંસુ આવી ગયાં. એણે પેલા બાળયોદ્ધાને પૂછયું, “ તને વાગ્યું છે ? ” લઢવૈયાનું અભિમાન ઉછળી આવ્યું. લઢાઇમાં જઈ જીત મેળવીને વાવટો પોતે જાતે ફરકાવ્યો હોય ત્યારે માત્ર એક જખમ થાય તે તો એને શરમાવા જેવું લાગ્યું. તેણે કહ્યું, “ મહાન વીર ! હું તો ગોળીઓથી વીંધાઇ ગયો છું. ” આટલું બોલતાં એ યોદ્ધો હસતે મ્હોંડે નેપોલીઅનના પગ આગળ ઢળી પડયો.

શિરીષ



# મારો મિત્ર



મારો એક ન્હાનકડો મિત્ર છે. તેને મારા વગર એક પળ પણ ચાલતું નથી. હું નિશાળે જાઉં તો પણ એ છાનોમાનો મારી બાજુમાં બેસી રહે. હું ફરવા જાઉં તો તો એને આવ્યા વગર ચાલે જ શાનું? હું ક્યાં જવાનો છું તે એ પહેલેથી જ જાણી લે, ને મારી આગળ જ ચાલે માત્ર કોઇ વાર જ રસ્તો ખબર ન હોય ત્યારે પાછળ પાછળ આવે–પણ આવે તો ખરો જ. રાતના પણ હું દીવો હોલવી નાંખું ત્યાં સુધી તો એ મારા ચાળા પાડતો, મારી સાથે જ હોય છે. પછી તો અંધારામાં શું દેખાય? પણ સ્હવારે મારી આંખો ઉઘડે ત્યારે તો મારો મિત્ર મારી સેવામાં તૈયાર જ હોય છે–ખરૂં જોતાં તે કાંઇ જ સેવા કરતો હોય એમ મને તો નથી લાગતું. પછી મારી જાણબ્હાર એ કદાચ કાંઇ ઉપયોગી કામ કરતો પણ હોય!

કેટલાક મૂર્ખ માણુસોની માફક મારા મિત્રને એવી ટેવ છે કે તે પોતાનું રૂપ કદરૂપું ને હાસ્યજનક બનાવીને બીજાને હસાવે છે. ઘણીવાર તે તાડ જેટલો લાંબો થઇ જાય છે, ને બીજાને હસાવે છે. કોઇ વાર મારી વ્હેંત કરતાં પણ ન્હાનો બની જાય છે! જ્યારે ઉપર કહ્યા પ્રમાણે તે મૂરખ નથી બનતો, ત્યારે તે ઘણીવાર મારા જેવો જ દેખાય છે.

મારે એની સાથે ઓળખાણ બહુ જ થોડું છે-એ મને ઓળખે છે કે નહિ, તે હું જાણુતો નથી. છતાં અમે બાળમિત્રો છીએ. મારા મિત્રનું નામ-'પડછાયો:'

**વિનોદિની નીલકંઠ**



# મંદારનું ફુલ



વિજયપુર નાનું સરખું ગામડું હતું, પણ તે એટલું બધું પ્રખ્યાત હતું કે એના કરતાં ચાર પાંચ ગણાં મોટાં શહેરો કરતાં પણ ત્યાં આજુબાજુના લોક વધારે આવતા. મોટા મોટા રાજના કુંવરો, રાજાઓ, વેપારીઓ હંમેશાં ત્યાંના ધુંગવાળા રસ્તા પર નજરે પડતા હતા. આનું કારણ હતું–ગામની વચ્ચે વચ્ચ એક પત્થરનો ફુવારો હતો. પણ તે કાંઇ સાદો ફુવારો ન હતો, જાદુઇ હતો. લોકોમાં કહેવાતું હતું કે જો કોઇ મંદારનું ફુલ લાવીને તે ફુવારામાં નાંખે તો તે બહુ પૈસાદાર થાય પણ તે સાદું, મંદારનું ફુલ નહિ–રૂપેરી–અને તે પણ કરમાએલું ના ચાલે. 'ખીલતું, રૂપેરી રંગનું, જરી પણ કરમાયા વગરનું મન્દારનું ફુલ' પણ આ મેળવવું બહુ અઘરૂં હતું. કેમકે તમને ખબર હશે કે મન્દારનું ફુલ રૂપેરી રંગનું થતું જ નથી. વિજયપુરની પાસેના ડુંગરો અને મેદાનોમાંથી વરસમાં ચારેક રૂપેરી મન્દાર ફુલો જડી આવતાં ખરાં પણ ચમત્કાર એવો

હતો કે મેદાનોમાંથી કોઇ તેને તોડીને ફુવારા સુધી લાવે તેટલી વારમાં તો તે કરમાઈ જતું હતું. તેથી હજુ સુધી કોઇ પણ જોઇએ તેવું ફુલ ફુવારામાં નાંખી જ શકયું નહોતું. અને પરિણામે કોઇ જ પૈસાદાર થયું નહોતું.

લક્ષ્મી ભરવાડની છોકરી હતી. ન્હાનપણથી જ પેલા ફુવારાના જાદુ વિષેની તેને ખબર હતી. વિજયપુરના દરેક રહેવાસીની માફક તેને પણ મન્દારનું ફુલ મેળવવાની બહુ જ હોંસ હતી. પોતાનો નવરાશનો વખત તે ફુલ શોધવા પાછળ જ ગાળતી હતી.

જ્યારે જ્યારે કોઈ નસીબદાર માણસ રૂપેરી, ચળકતું ફુલ હાથમાં લઇને ખુશી થતો થતો આવે ત્યારે ગામના બધા લોકો ફુવારા આગળ પરિણામ જોવા આવતા, અને દરેક વખતે બાપડો નાંખવા જાય, તે જ વખતે ફુલ ચીમળાઇને ગંદું થઈ જાય, ને છેવટે નિરાશ થઇને તે પાછો જાય લક્ષ્મીએ આવા બનાવો ઘણી જ વાર જોયા હતા. ને નિરાશ થયેલા માણસોનાં ઉદાસ મ્હોડાં જોઇને તેને તેમના પર બહું જ દયા આવતી.

એક દિવસ લક્ષ્મી હંમેશની માફક ડુંગરો પર ઘેટાં ચરાવવા ગઇ હતી. ઘેટાં એક બાજુએ ચરતાં હતાં ને એક મોટો કુતરો તેમની દેખરેખ રાખતો હતો. લક્ષ્મી ઝાડીઓમાં રૂપેરી ફુલ શોધતી હતી, એટલામાં દૂરથી એક ઘોડાનાં પગલાં સંભળાયાં. લક્ષ્મી તરત દોડતી દોડતી ઘેટાં આગળ ગઇ. થોડી વારમાં ઘોડો પાસે આવ્યો. તેના ઉપર જે સ્વાર હતો તે ઘણો જ સારો દેખાતો હતો. તે ઘણી જ ઉતાવળથી આવેલો હોય એમ તેના ઘોડા ઉપરથી લાગતું હતું, કેમકે ઘોડો દોડવાથી ઘણો જ થાકેલો હતો. તે છતાં સ્વાર બહુ જ આનંદમાં હતો એમ તેની ચળકતી આંખો ને હસતું મ્હોંડું કહી આપતાં. લક્ષ્મીની પાસે આવીને તેણે ઘોડો ઉભો રાખ્યો,

ને પૂછ્યું, "એ છોકરી, વિજયપુર તરફ જવાનો ટુંકામાં ટુંકો રસ્તો કયો છે? તું જાણે છે?"

લક્ષ્મી—"હા, પણ તે રસ્તે એકલાં જવાય તેમ નથી. કેમકે રસ્તો બહુ ખરાબ છે."

સ્વાર—"ત્યારે તું મારી સાથે ચાલ, ને મને રસ્તો બતાવ. મારે બહુ જ ઉતાવળ છે."

લક્ષ્મી—"પણ આ ઘેટાં મૂકીને મારાથી કેમ અવાય?"

સ્વાર—"ઘેટાં રહેવા દે. જો, મારી પાસે આ મંદારનું ફુલ છે. તે ફુવારામાં નાંખવા જાઉં છું. હું પૈસાદાર થઇશ પછી આનાથી બમણું ઘેટાં જેટલા તને પૈસા આપીશ."

લક્ષ્મી—"ના, બા, હું નહિ આવું શકું. મારા બાપાએ મને આ ઘેટાં સાચવવા આપ્યાં છે. તમે ફુવારામાં ફુલ નાંખશો તે મારાથી જોવા નહિ અવાય. મને તેથી ત્રાસ છૂટે છે. હું શું કરૂં."

આ ઉપરથી સવાર બહુ જ ખુશી થયો, ને પોતાની વીંટી આપીને પછી ટુંકો રસ્તો બરોબર પૂછી લીધો ને તરત જ ચાલ્યો ગયો.

છેક સાંજે લક્ષ્મી ઘેર આવી ત્યારે ખબર પડી કે પેલા સવારને પણ નિરાશ થઈને જતા રહેવું પડયું હતું, કેમકે તેનું ફુલ પણ કરમાઇ ગયું હતું.

× × × ×

ચારેક મહિના પછી એક વાર લક્ષ્મી ડુંગરોમાં ઘેટાં ચરાવતી હતી તેવામાં એક પાણીના વહેળાને બીજે કિનારે તેણે મન્દારનું

એક રૂપેરી ફુલ જોયું તે વખતે ચોમાસુ હતું એટલે વહેળો બહુ જ ભરપૂર હતો ને એનું ગંદુ, મેલું પાણી ઉછળતું ઉછળતું આગળ ધસતું હતું. બંને કિનારા પર લીલું ઘાસ હતું ને કેટલાંક રંગીન ફુલો હતાં. એક કાળા પત્થરની પાસે જ ઉંચી ને પાતળી દાંડી પર સીધું ઉભેલું મન્દારનું રૂપેરી ફુલ બહુ જ ચળકતું હતું. આજુબાજુના પ્રદેશની રાણી હોય તેવી રીતે માથું ઉંચું રાખીને તે ઉભું હતું. અને તેની આસપાસ સિપાઇની માફક કાંટાનાં મોટાં ઝુંડ ઉગ્યાં હતાં.

તેને જોઇને લક્ષ્મીને કેવો આનંદ થયો હશે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. જે ચીજને માટે આપણે આપણી હરેક ફુરસદની પળ ગુમાવતા હોઇએ, જે ચીજનાં સ્વપ્નાં દરરોજ આપણને આવતાં હોય, તે ચીજ આમ અચાનક આપણી નજર આગળ આવે ત્યારે કેટલો આનંદ થાય, તે તો જેને અનુભવ થયો હોય તે જ જાણે.

પણ તે લેવું સહેલું ન્હોતું. લેવા માટે બહુ મહેનત પડે તેમ હતું. થોડી વાર તો લક્ષ્મીને કાંઇ સૂઝયું જ નહિ, નદી શી રીતે ઓળંગવી ? પાણી ઉંડું હતું; ને એટલું બધું જોરમાં વહેતું હતું કે તરવાનું તો બને જ નહિ. આમતેમ નજર નાંખતાં એક ઝાડનું થડ દેખાયું. બે ત્રણ દિવસ પર, રાત્રે તોફાન થયેલું ત્યારે એ ઝાડ પડી ગયું હતું. જેમ તેમ કરીને તે ધસડી લાવીને છેક કિનારા આગળ તેને ઉંચું કર્યું. થડ કાંઇ બહુ મોટું નહોતું, એટલે ઉભું પકડીને તે થોડીવાર ઉભી રહી. પછી એકદમ ધક્કો મારીને તેને વહેળામાં નાંખ્યું. વહેળો સાંકડો હતો એટલે થડનો એક છેડો સામા કિનારા પર પડયો ને બીજો પાણીમાં પડયો. પછી લક્ષ્મીએ હિમ્મતથી

પાણીમાં પડેલા છેડા પર પોતાના પગ મૂકયા ને થડને પકડી લીધું. પણ પાણી ઊંડું હતું એટલે ફક્ત એનું માથું જ જરા બ્હાર રહ્યું. તો પણ એ તો થડને પકડી રહી ને ધીમે ધીમે હાથ ને પગ સરકાવતી સરકાવતી બીજે છેડે પહોંચી ગઈ. થોડી વારમાં તો તે કિનારે આવી પહોંચી. પછી કાંટામાંથી મહા મહેનતે પેલું ફુલ તોડયું.

પાછા જવાનું વધારે કપરૂં હતું, કેમકે ફુલ સાચવવાનું હતું. પણ લક્ષ્મી હોંશિયાર હતી. પાસે થોડાંક કુમળાં પાતરાં હતાં તેની અંદર પેલા ફુલને મૂકયું ને ઓરણીના છેડામાંથી થોડું ફાડીને તેનાથી એ પાતરાંને બરોબર વીંટાળ્યાં. પછી એ નાનકડું પોટલું લઇને એને એક ઝાડની લાંબી, પણ કુમળી ડાળી જોડે બાંધ્યું. પછી એ ડાળી, વહેળાથી એક પારની બીજી પાર ફુલ પેઠમ મૂકી, કેમકે સામી પાર ફેંકે તો ફુલ કચરાઇ જાય. પછી જેમ આવી'તી તેમ જ પેલા થડને વળગીને સામે પાર ગઇ. પછી પેલી ડાળી ખેંચી લીધી, પોટલું લીધું, ને ઘેટાં ચરતાં હતાં ત્યાં ચાલી ગઈ.

બધાં ઘેટાંને જલદી જલદી એકઠાં કરીને તે ગામ તરફ ચાલી. ગામની પાધરે આવી એટલામાં વરસાદ ધીમે ધીમે પડવા મંડયો હતો ને અંધારૂં થઇ ગયું હતું. એટલામાં તેણે પાસે કોઇનો દયામણો અવાજ સાંભળ્યો. લક્ષ્મી દયાળુ હતી, એટલે તરત જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં ગઇ. ઘેટાં તો રસ્તો જાણતાં હતાં, એટલે કુતરાની આગળ આગળ ચાલતાં થયાં. ઘણીવાર લક્ષ્મી આમ તેમને એકલાં જવા દેતી હતી ને પોતે પાછળથી ધીમે ધીમે ગાતી ગાતી આવતી હતી.

થોડે ગયા પછી લક્ષ્મીએ એક ઝુંપડી જોઇ ને તેને લાગ્યું કે ત્યાંથી જ અવાજ આવે છે. આ ઝુંપડી તેણે ઘણીવાર જોઈ હતી.

પણ તેની અંદર તે કદિ ગઈ નહોતી. જેમ જેમ પાસે ગઇ તેમ તેમ રડવાનો અવાજ વધારે સંભળાવા લાગ્યો. છેવટે બારણા આગળ આવીને તેણે અંદર જોયું.

એક નાનો ને અંધારો ઓરડો હતો. સાંજ પડી ગઇ'તી. પણ, દીવો ન્હોતો. એક ખૂણામાં કાંઇક વસ્તુઓ વેરણછેરણ પડી હતી. લક્ષ્મીએ ધારી લીધું કે વાસણો હશે. બીજી બાજુએથી અવાજ આવતો હતો. પાસે જઇને જોતાં જણાયું કે પરાળની પથારી પર એક ઘરડો ડોસો સુતો હતો. લક્ષ્મીએ પાસે જઇને પૂછ્યું, કે "કાકા! શું છે?" ડોસાએ જવાબ આપ્યો, કે 'હું મરવાની અણી પર છું, ને મને છાતીમાં દુ:ખે છે. પણ તું દીવો સળગાવીને મને કાંઇ ખાવાને આપ.' લક્ષ્મીએ જેમતેમ કરીને દીવો કર્યો ને કાંઇક ખાવાને આપ્યું ને પાણી પાયું. આથી ડોસાના જીવને બહુ સંતોષ થયો ને લક્ષ્મીને પાસે બોલાવીને કહ્યું કે, "તેં મારૂં કહ્યું માન્યું છે તેથી હું તારા પર બહુ ખુશ થયો છું. પણ હવે એક કામ કર. મેં મારી આખી જીંદગીમાં કાંઈ જ કર્યું નથી. ફક્ત મન્દારનું ફુલ જ શોધ્યું હતું. મને હજી સુધી એક વાર પણ તે જડયું નથી. મારે મરતાં પહેલાં એ ફુલ જોઇએ છે. હું તે મારી સાથે લઇને બળીશ, પણ તું ગમે તેમ કરીને એક ફુલ આપ, નહિ તો હું નિરાંતે નહિ મરૂં, પણ તું કેવી રીતે લાવે? હવે તો રાત પડી ગઈ છે. ને સવાર સુધી તો, હું જીવીશ નહિ. હરિ ઇચ્છા! મારા નસીબમાં તે ફુલ હશે જ નહિ. હવે તું જા."

પણ લક્ષ્મી દયાળુ હતી તે આપણે જાણીએ છીએ. આ ડોસાના દુ:ખમાં ને દુ:ખમાં તે ફુલની વાત જ ભૂલી ગઇ હતી. પણ હવે તેને યાદ આવ્યું. તરત જ પેલા પોટલામાંથી કાઢીને ડોસાના હાથમાં એ ફુલ મુકયું ને કહ્યું કે, "હું એ લઇને ફુવારામાં જ નાંખવા જતી હતી. પણ કાંઇ નહિ, તમે લો."

ડોસાએ લીધું ને લક્ષ્મીને બહુ જ આશીર્વાદ દીધા. પછી લક્ષ્મી જવા ઉઠી. તેને ઘણું દુઃખ થતું હતું. ફુલ લેવા માટે તેણે હદપાર મહેનત કરી હતી. ને બીચારી કેટલી ન્હાની હતી! આમ ફુલ આપી દેતાં તેનો જીવ ન્હોતો ચાલતો. તેને બહુ જ દુઃખ લાગ્યું હતું. તે છતાં તે કાંઇ જ બોલી નહિ. પણ ડોસાએ તેને રોકીને કહ્યું કે, "હું તારી પાસેથી આ ફુલ લઇ લઉં છું, તેને બદલે આ પત્થર લે. એને વિજયપુરના ફુવારામાં નાંખજે. ખરૂં જોતાં મન્દાર ફુલમાં તો કોઇ જાદુ છે જ નહિ. આ પત્થરામાં છે. જેમને જેમને ફુલ જડતું હતું તેમની પાસે હું આવી રીતે દયાની આશા રાખતો પણ તેઓ મને ગણકારતા ન્હોતા, એટલે તેમનાં ફુલ કરમાઇ જતાં હતાં. જે દયાળુ હોય છે તેમને જ પૈસાદાર થવાનો હક્ક છે, તેં મારી બૂમ સાંભળી ને તે છતાં તું ના આવી હોત તો તારા ફુલની પણ એ જ દશા થાત."

એમ કહીને તેણે એક લીસો પત્થર લક્ષ્મીને આપ્યો, ને પછી ત્યાં જ તે માણસ અદૃશ્ય થઇ ગયો.

લક્ષ્મી ગામમાં ગઇ, ને માબાપને વાત કરી. આખા ગામમાં વાત ફેલાઇ ગઇ, ને બધા લોકો ફુવારા પાસે જોવા આવ્યા.

રાત અંધારી હતી, ને વરસાદ પડતો હતો. તો પણ બધા લોકો ત્યાં આવ્યા હતા. પછી લક્ષ્મીએ પેલો પત્થર ફુવારામાં નાંખ્યો, એટલે ખૂબ છાંટા આજુબાજુ ઉડયા, અને દરેક છાંટામાંથી એકેક સોનાથી ભરેલો કોથળો થઇ ગયો. બધા લોકો તે કોથળાઓ ઉંચકી ઉંચકીને લક્ષ્મીને ઘેર લઇ ગયા.

તે દિવસથી લક્ષ્મી ઘણી જ પૈસાદાર થઇ ગઇ. પણ ગરીબ તરફ તે એવીને એવી જ દયાળુ હતી. આખા ગામમાં તેના પૈસાથી કોઇ પણ માણસ દુઃખી રહ્યું નહિ. જેને જે જોઇએ તે લક્ષ્મી આપતી હતી.

પેલા ફુવારાની આજુબાજુએ તો આજે મોટો બાગ થયો છે ને ઘણા લોકો તે જોવા આવે છે, કેમકે તેના પાણીની અંદર કમળનાં ફુલની માફક રૂપેરી મંદારનાં ફુલો તરે છે. દુનિયામાં તે ફુવારા સિવાય બીજે કાઇ ઠેકાણે આ જાતનાં ફુલ થતાં જ નથી. અને તે એટલાં સુંદર ને ચળકતાં દેખાય છે કે હરકોઇને તોડવાનું મન થાય. પણ કોઇ પણ માણસ તે તોડે તો તે તરત કરમાઇ જાય છે, એટલે કોઇ તોડતું જ નથી. હંમેશાં એ ફુવારામાં જુઓ તો સીધી દાંડી પર, ઉંચાં ડોકાં કરીને, અભિમાનથી આમતેમ નજર નાંખતાં, રૂપેરી, ચળકતાં મન્દાર ફુલ જ દેખાય છે.

( અંગ્રેજી ઉપરથી )

ચંદ્ર



# બાલપણ



કુદરત—એટલે સૂર્ય, દરીયો, ભયંકર જંગલ, સર્વે—ને બાળક પ્રિય હોય છે. અને બાળકોને માટે જે બને તે કરવાને તેઓ તયાર હોય છે.

× × × ×

હિમાલયના છેક ઉંચેના શિખરપર તો કોઇથી રહેવાતું નથી. પણ થોડેક ઉંચે સુધી નાનાં નાનાં ગામડાંઓ ઘણાં નજરે પડે છે. કોઇ કોઇમાં આખું વરસ જમીન ઉપર બરફ પડેલું રહે છે, અને કોઇ કોઇમાં ફક્ત શિયાળામાંજ જ્યારે ઘણી ટાઢ હોય છે ત્યારે બરફ પડે છે. તે વખતે બધાં ઝાડનાં પાંદડાં ખરી પડેલાં હોય છે ને માત્ર કાળાં કાળાં થડ, કાળી કાળી ડાળીઓ અને તેના ઉપર ધોળું હિમ, એટલુંજ દેખાય છે. જમીન પણ ધોળા હિમથી છવાયલી

હોય છે. તે દેખાવ ઘણોજ સુન્દર હોય છે. અને સાથે ભયંકર પણ હોય છે. રાત્રે કોઈ ઘર [illegible] બહાર જઈ શકતું નથી કેમકે જ્યાં જુઓ ત્યાં બરફજ. એટલે કયા રસ્તો છે ને કયો નહિ, તે શું ખબર પડે ?

આ ગામડાંઓમાં પહાડી લોકો રહે છે અને ઘણુંખરૂં તો હિમાલયના પર્વતની હારોની પેલી બાજુએ કાંઈ છે કે નહિ, તેની પણ તેમને ખબર હોતી નથી.

આવા એક ગામડામાં એક નાની છોકરી રહેતી હતી. તેનું નામ મિહિકા હતું. એક દિવસે તેની સાવકીમાએ તેને કહ્યું, કે "તું જલદી જંગલમાં જા, ને હું કહું તે કામ કર." મિહિકાએ પૂછ્યું, "શું ?" ત્યારે એની માએ કહ્યું કે "જા, ને જંગલમાંથી પાટલિનાં ફુલની એક કલગી કરીને લઈ આવ. લીધા વગર પાછી ના આવતી."

જંગલ અને મેદાનો બરફથી છવાયલાં હતાં. તે વખતે પાટલિનાં ફુલ ક્યાંથી જડે ?

બરફમાં આમથી તેમ મિહિકા ભટકવા મંડી. રસ્તો તદ્દન વેરાન જેવો હતો. કોઈ જનજનાવર કે પક્ષિની પણ નિશાની ન્હોતી. ટાઢ ઘણીજ હતી. બીચારી છોકરી રડતી રડતી ચાલ્યાં કરતી હતી. એનું હૃદય દુઃખથી એટલું બધું ભરાઈ ગયું હતું કે એનાથી બોલાતું પણ ન્હોતું. બરફ એટલું બધું હતું કે જમીન ઠરીને પત્થર જેવી થઇ ગયે લી. એમાંથી તે ફુલ ક્યાંથી ઉગે ! જંગલની અંદર ફુલના હારને બદલે બરફના હાર અને એક પણ પાતરાં વગરનાં બિહામણાં ઝાડ એની નજરે પડયાં.

એમ કરતાં કરતાં એક મેદાનની વચ્ચે એક તાપણી બળતી હતી ત્યાં આગળ એ આવી પહોંચી. તાપણીની આસપાસ બાર

પત્થરો પડેલા હતા. અને તેના પર વિચિત્ર દેખાવના બાર માણસો બેઠેલા હતા.

મોટામાં મોટા પત્થર ઉપર જે પુરૂષ બેઠેલો હતો તેના હાથમાં એક મોટો દંડ હતો. એ પુરૂષ બહુજ ધોળો ને ઘરડો લાગતો હતો, અને એની ધોળી દાઢી છેક ખોળામાં પડતી હતી. એને જોતાંજ લાગતું હતું કે એ આ ટોળીનો સરદાર હશે. મિહિકાને જોઇને એ ઘરડો સરદાર હસ્યો ને બોલ્યો કે, " બ્હેન, શું શોધે છે ? " બીચારી મિહિકાએ રડતાં રડતાં પોતાની બધી વાત કહી.

એટલે પેલા સરદારે જવાબ દીધો કે, " મારી પાસે તો પાટલિનાં ફુલ તો શું, પણ બીજાં પણ એકકે ફુલ નથી. મારૂં નામ પૌષ છે. પણ આ ફાલ્ગુન પાસે જોઇએ તેટલાં ફુલ છે. " એ સાંભળીને ફાલ્ગુને માથું નમાવીને હા કહી. એટલે ફરીથી સરદારે કહ્યું, " ફાલ્ગુન, ચાલ, આપણે જગ્યા બદલીએ. અહીંઆ આવ. "

તે ઉપરથી ફાલ્ગુન પૌષની જગ્યાએ બેઠો. બરફ ઓગળવા મંડયું. ઘાસ દેખાવા લાગ્યું. અને ધીમા ધીમા પવનથી જંગલની હવા સુંદર થઇ ગઇ. જાણે જાદુ થયો હોય તેમ પાટલિનાં ફુલનાં ઝુંડનાં ઝુંડ ઉગી નીકળ્યાં અને આખું મેદાન એના જાંબુડી રંગથી છવાઇ ગયું. મિહિકાએ ઘણુાજ આનન્દથી પોતાની ઓરણીમાં ભરાય તેટલાં ફુલ ભર્યાં.

એક પક્ષિ પણ થોડીવારમાં આનન્દથી ગાવા લાગ્યું. પછી ફાલ્ગુને હસતાં હસતાં કહ્યું, " બાપુ, હવે દોડી જા તારે ઘેર, ને તારી માને ફુલ બતાવજે. એ શું કહેશે ? "

એ સાંભળીને બારે પુરૂષો ખૂબ જોરથી હસ્યા અને મિહિકા ઘણીજ આનન્દમાં આવી જઇને દોડતી દોડતી પોતાને ઘેર ગઇ. રસ્તામાં પણ બરફને બદલે લીલાંછમ ઝાડ અને ફળફુલ હતાં.

× × × ×

કુદરત પોતાને પ્રિય બાળકોને માટે ગમે તે કરે છે. એક બાળકનું દુઃખ દૂર કરવા માટે હંમેશનો ઇશ્વરી નિયમ પણ તે તોડે છે.

ચંદ્ર



# રાજકુમારી શ્રીની માળા



ઘણા વરસો પહેલાં જયપુરની પાસે ચંદનપુર નામનું એક રાજનગર હતું. તેમાં સૂર્યપ્રભાવ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની એકની એક છોકરીનું નામ શ્રી હતું. તે બહુજ કપટી હતી. પણ એનો દુષ્ટ સ્વભાવ કોઇજ જાણતું નહોતું. વળી વધારે ખરાબ તો એ હતું કે એને જાદુ ને એવી કેટલીક મેલી વિદ્યાઓ આવડતી હતી.

ચંદનપુરની પાસે જંગલમાં એક ટેકરી ઉપર એક બહુજ વિકાળ ડાકણ રહેતી હતી. એ જે દેશમાં જતી ત્યાં પોતાની વિદ્યાથી કેર વર્તાવતી હતી. તેથી એને બધાં કાઢી મૂકતાં હતાં. આ ડાકણ શ્રી ને મળી, ને એણે કહ્યું કે, " મને ચંદનપુર પાસે ગુપ્ત રીતે રહેવા દે તો તને આખી પૃથ્વી પર સૌથી સુંદરમાં સુંદર

બનાવું." આ લાલચથી શ્રી ભોળવાઈ ગઇ અને એણે ડાકણની વાત કબૂલ કરી. તેથી એનામાં સ્વર્ગીય સૌન્દર્ય આવ્યું. આ બનાવ પછી, એ ઘણું ખરૂં રાત્રે છાની છુપીરીતે ડાકણ પાસે જતી હતી, અને એની વિદ્યા શીખતી હતી.

સૂર્યપ્રભાવને એક છોકરો ન હતો, એટલે એણે નક્કી કર્યું હતું કે શ્રીને જે રાજપુત્ર સાથે પરણાવીશું તેનેજ રાજવારસ કરીશું. આ વિચાર એણે શ્રીને જણાવ્યો ને કહ્યું કે લગ્ન માટે તૈયાર થજે આ સાંભળીને શ્રીને બહુજ ગભરામણ થઇ, કે જો હું પરણું, તો પછી મારાથી ડાકણ પાસે જવાય નહિ અને પછી મારૂં રૂપ જતું રહે.

તેજ દિવસે રાત્રે પોતાના ઓરડાની બારી આગળ ઉભી રહીને શ્રી કાંઇ મંત્ર બોલી. એટલે એક સોનેરી રંગનું પક્ષી બારીની પાળ પર આવીને બેઠું. શ્રીએ એને થોડા મંત્રેલા દાણા ખવડાવ્યા. જોત-જોતામાં ચકલી જેવું પક્ષી શાહમૃગ જેવડું થઇ ગયું. એના પર બેસીને શ્રી ડાકણને ઘેર ઉડી ગઇ.

ત્યાં જઇને, એણે પોતાના લગ્નની વાત ડાકણને કહી, ને સલાહ માગી. ડાકણે કહ્યું કે "ગભરાતી ના; જે તને પરણવા આવે તેને રત્ન બનાવી દેજે." એટલે પછી શું ? શ્રીને કાંઇ એવો જાદુ ન્હોતો આવડતો. એટલે એણે કહ્યું કે "પણ રત્નો હું કેવી રીતે બનાવું?" ડાકણે એને એક સોનાની કંઠી આપી, ને કહ્યું, કે "જે કોઇ રાજકુમાર આવે તેને એમ કહેજે કે બે હાથેથી મ્હારી કંઠી પકડે. જેવા એના બન્ને હાથ અડકશે એટલે એ રાજકુમાર રત્ન થઇને લટકશે. પછી જ્યારે કોઈએ સોનાની કંઠી તોડી નાંખશે ત્યારેજ એ પાછો માણસ થઇ જશે." એણે શ્રીને બીજી એક શિખામણ આપી, ને પછી શ્રી ઘેર પાછી આવી. તે બારી પાસે આવી, ને કાંઈ મંત્ર

બોલીને પક્ષીને પાણી પાયું એટલે પાછું એ પક્ષી એક ન્હાનું સોનેરી પક્ષી બની ઉડી ગયું.

બીજે દિવસે રાજકુમારીએ પોતાના બાપને કહેવડાવ્યું, કે "જલદી માણસો મોકલીને મારા લગ્નની તૈયારી કરો." આ સાંભળીને સૂર્ય-પ્રભાવ બહુ જ ખુશી થયો. શ્રીને પરણવા માટે તો ઘણા જ રાજ-પુત્રો તૈયાર હતા. તે આ વાત સાંભળીને એકદમ દોડીઆવ્યા. સૌથી પહેલો પ્રેમનિધિ નામનો રાજકુમાર આવ્યો. તેની સાથે શ્રીનું લગ્ન નક્કી થયું. લગ્નના બે દિવસ પહેલાં એક વખત એ બન્ને જણાં સાથે ફરતાં હતાં. એટલામાં રાજકુમારી કહે, કે " મેં કેવી સરસ કંઠી પ્હેરી છે " ? એટલે પ્રેમનિધિએ કહ્યું, " સારી તો છે પણ બહુ જ સાદી છે. હીરામાણેકની કેમ નથી પ્હેરી ?" શ્રી કહે, કે " સાદી દેખાય છે પણ એવી તો મજબૂત છે કે તમે બે હાથે તાણો તો પણ તૂટે નહિ. " એટલે રાજકુમાર કહે, "જોઉં, એવી તો કેવી મજબૂત છે !" એમ કહીને બે હાથે પકડીને એ તોડવા ગયો. જેવા એના બે હાથ કંઠીને અડકયા એટલે એકદમ થોડો ધુમાડો દેખાયો ને પ્રેમનિધિ લોપ થઇ ગયો, ને સોનાની કંઠી ઉપરથી એક ચળકતો હીરો લટકયો.

લગ્નનો દિવસ આવ્યો, બધી ધામધૂમ ચાલતી હતી, પણ રાજપુત્ર જણાયો નહિ. ધીમે ધીમે બધે શોધ થવા માંડી, પણ પ્રેમનિધિનો પત્તો જ નહિ. રાજાએ વાત સાંભળી, ને બહુ જ દુઃખી થઇને શ્રીના ઓરડામાં કહેવા ગયો, અને બધી હકીકત કહી સંભળાવી. આ સાંભળી શ્રી બહુ જ રડી અને શોકનાં લૂગડાં પહેર્યાં.

રાજકુમારી શ્રીએ જે દિવસે પેલી કંઠી પહેરી તે દિવસે સાંજે એની દાસીએ તે જોઇ હતી. એ દાસીનું નામ પ્રિયાનના હતું. આખા રાજ્યમાં એ જ એવી હતી કે જેને હંમેશ લાગતું કે શ્રીમાં

કાંઈ ભેદ છે. ધીમે ધીમે એને ખબર પડવા માંડી કે એ જાદુગર છે. એ હંમેશાં શ્રીના વાળ હોળતી હતી અને એને શણગારતી હતી. એણે પેલી કંઠી જોઇ એટલે લાગ્યું કે વળી આવી સાદી કંઠી રાજકુમારીએ કેમ પહેરી હશે? જરૂર એમાં કાંઇ ભેદ હશે. પછી બીજે દિવસે એ વાળ હોળતી હતી ત્યારે એણે જોયું કે કંઠીમાં એક હીરો ચળકતો હતો. એ જાણતી હતી કે આજે તો રાજકુમારી શોકમાં છે. પણ પછી એને લાગ્યું કે એ મનમાં હસે છે. એણે ધીમે રહીને જોયું તો ખરેખર શ્રી હસતી હતી, અને હીરાને હલાવતી હતી. પ્રિયાનનાને લાગ્યું કે જરૂર રાજકુમાર પ્રેમનિધિ ગુમ થઇ ગયો છે તેને, અને આ હીરાને સંબંધ છે, પણ એણે એ વાત કોઇને કહી નહિ.

થોડા દિવસ પછી એક બીજો રાજકુમાર આવ્યો. એનું નામ રાજેન્દ્ર હતું. એ ચંદનપુરમાં આવ્યો એટલે પાછી ધાગધૂમ શરૂ થઈ; પણ બધાને મનમાં હજી એમ થતું હતું કે પ્રેમનિધિ એકદમ ક્યાં જતો રહ્યો? લગ્નના દિવસે સવારના ચાર વાગે શ્રી રાજકુમારની બારી નીચે ઉભી રહીને ગાવા મંડી. એનું ગાયન સાંભળીને રાજેન્દ્ર જાગી ઉઠયો ને બાગમાં ઉતરી આવ્યો. એણે શ્રીને પૂછ્યું, કે "અત્યારના પહોરમાં ગાવાનું કેમ મન થયું?" એણે કહ્યું કે, "આ રંગબેરંગી આકાશ જોઇને. મને લાગે છે કે આવા સુંદર રંગો આ મ્હારા હીરા સિવાય બીજે કશે પણ નથી હોતા. ફક્ત આકાશમાં જ હોય છે." રાજકુમારે કહ્યું, કે "ઓહો ! આ બહુ જ સરસ હીરો છે. ક્યાંથી આવ્યો છે?" એણે કહ્યું, કે " દક્ષિણમાંથી. " પછી શ્રીએ તેને કહ્યું, કે "પાસેથી તો વળી એના રંગો બહુ જ સરસ દેખાય છે."

રાજકુમાર બે હાથેથી સોનાની કંઠી પકડીને કહાડવા લાગ્યો, એટલે ધુમાડો થઇને એ લોપ થઇ ગયો ને બીજો હીરો રાજકુમારી

શ્રીની કંઠી ઉપર લટકયો. ને શ્રી બહુ જ વિક્રાળ હસતી હસતી મહેલમાં જઇને ઉંઘી ગઇ. એ ઉઠી, ત્યારે પ્રિયાનના એને શણગાર સજવા ઉભી હતી. તેણે જોયું તો બીજો હીરો પેલી કંઠી ઉપર જોયો, ને એને હદપાર નવાઇ લાગી. એ મનમાં બોલી કે વળી બીજો હીરો કયાંથી આવ્યો? શ્રી શણગાર કરીને બેઠી હતી એટલામાં રાજા આવ્યો ને કહ્યું, કે "આજે પણ તારાં લગ્ન નહિ થાય. રાજકુમાર રાજેન્દ્ર ગુમ થઇ ગયો છે." શ્રીએ રડવાનો ઢોંગ કર્યો ને કહ્યું, કે "એની શોધ કરાવો."

આમને આમ વર્ષો વહી ગયાં. નવ દસ રાજકુમારો આવ્યા ને વિચિત્ર રીતે ગુમ થઇ ગયા. દરેક જણુ વિચારમાં પડયું કે બધું તોફાન કોણુ કરે છે! રાજકુમારી શ્રી હજી કુંવારી જ હતી. બીચારી પ્રિયાનનાને બહુ જ નવાઇ લાગતી હતી. પહેલાં સાદી સોનાની કંઠી જોઇ હતી અને ત્યાર પછી ધીમે ધીમે એમાં રત્નો આવ્યાં. હવે નવ દસ બહુ જ ચળકતાં રત્નો એના પર લટકતાં હતાં, પણુ રાજકુમારી દિવસે દિવસે સૌન્દર્યમાં વધતી જતી હતી. આવી સરસ દેખાતી છોકરી ખરાબ હોય એવું પ્રિયાનનાથી મનાતું નહોતું.

કાશ્મીરના રાજાનો પુત્ર જીતેન્દ્ર શ્રીને પરણુવા માટે બહુ જ આતુર હતો, અને ચંદનપુર જવાની તૈયારી કરતો હતો, પણુ એનો એક ખાસ મિત્ર હતો તે એને ના કહેતો હતો, કે "જે કોઇ એ રાજકુમારીને પરણુવા જાય છે તે ગુમ થઈ જાય છે, માટે તમે ના જશો." આ મિત્રનું નામ નરેન્દ્ર હતું, પણુ એની વાત જીતેન્દ્ર માનતો ન્હોતો. આખરે એણે ચદનપુર જવાનું નક્કી કર્યું અને એની સંભાળ રાખવા માટે નરેન્દ્ર પણુ સાથે જવાનો હતો.

આખરે જીતેન્દ્ર અને નરેન્દ્ર ચંદનપુરમાં આવ્યા અને સૂર્યપ્રભાવને મળ્યા. રાજકુમારીને એમના આગમનની ખબર પડી, એટલે એણે પોતાની

દાસીને કહ્યું, કે "રાજકુમારને અહિંયા બોલાવી લાવો. હું સારાં લુગડાં પહેરવાની નથી." એટલે દાસીઓ જીતેન્દ્રને શ્રીના બાગમાં લઇ આવી. ત્યાં એ ફુવારા પાસે બેસીને પોતાની માછલીઓને મમરા ખવડાવતી હતી. જીતેન્દ્ર ત્યાં આવ્યો એટલે શ્રીએ કહ્યું, કે "તમે મને પરણવા આવ્યા છો ? તમને દસ રાજકુમારોની વાત ખબર નથી? તમે બધા અહિંયા આવો છો ને પછી ગુમ થઈ જાઓ છો! તે મને નથી ગમતું. પણ જો તમે તે માટે તૈયાર હો તો મને હરકત નથી. " જીતેન્દ્રે હા કહી. એટલામાં શ્રીએ નરેન્દ્રને જોયો ને રાજકુમારને કહ્યું કે "આને મોકલી દો. " જીતેન્દ્રે નરેન્દ્રને મોકલી દીધો.

નરેન્દ્ર બાગમાં ફરતો હતો એટલામાં એક સફરજનના ઝાડ હેઠળ એણે એક છોકરી જોઇ. એ નાનકડી અને સુંદર દેખાતી હતી. તેણે નરેન્દ્રને પૂછ્યું, કે "તમે કોણ છો ?" નરેન્દ્રે કહ્યું, "હું કાશ્મીરના રાજકુમાર જીતેન્દ્રનો મિત્ર છું." એટલે એ છોકરી કહે, કે "તમે તમારા રાજકુમારને ફરી કદિ નહિ જુઓ." નરેન્દ્રને બહુ જ નવાઈ લાગી. એણે છોકરીને પૂછ્યું, કે " આવું ભવિષ્ય ભાખનારી તું કોણ છે ? તેં કેમ જાણ્યું કે જીતેન્દ્ર મહારાજને હું નહિ જોઉં ? એમ એ કયાં જતા રહેશે ?" પેલી છોકરીએ કહ્યું, કે "રાજકુમારી શ્રીની હું દાસી છું. મારૂં નામ પ્રિયાનના છે, ને જેમ બધા રાજકુમારોને મારાં શેઠાણીએ ગુમ કરી દીધા છે તેમ આને પણ કરશે." ત્યાર પછી એણે પોતાના સંશયો જણાવ્યા, ને કંઠીની બધી વાત કહી. એણે કહ્યું, કે "હવે મારી ખાત્રી થતી જાય છે કે રાજકુમારી એક ડાકેણ છે." નરેન્દ્રે કહ્યું, કે "મને એ કંઠી બતાવશે?" પ્રિયાનનાએ કહ્યું, કે એ તો મારાં શેઠાણી રાતદિવસ પહેરેલી જ રાખે છે. પણ તમે છાનામાના રાત્રે આવો તો આપણે જોઇશું." ત્યાર પછી એમણે બહુ વાતો કરી, ને નક્કી કર્યું કે આપણે પરણીશું.

રાત પડી. શ્રીણે દીવો લઇને નરેન્દ્ર પ્રિયાનનાની સાથે શ્રીના સૂવાના ઓરડામાં ગયો. સંભાળીને શ્રીની ડોકમાં પેલી કંઠી જોઇ તો એના પર અગિયાર રત્ન હતાં. પ્રિયાનનાએ કહ્યું, કે "આજે સવારે મેં દસ ગણ્યાં હતાં અને અગિયારમું ક્યાંથી આવ્યું ?" બન્નેને લાગ્યું, કે જીતેન્દ્રકુમાર પણ સપડાઇ ગયા હતા. પછી પ્રિયાનના દરેક રત્નને પકડીને ગણવા ગઇ. નરેન્દ્રે જોયું તો એકદમ એ ગુમ થઇ ગઇ. એણે બહુ બૂમો પાડી ને પછી પોતાના ઓરડામાં જતો રહ્યો.

બીજે દિવસે શ્રીએ ઉઠીને પ્રિયાનનાને બૂમ પાડી પણ એ કાંઇ દેખાઇ નહિ. એટલે એ પોતાની મેળે શણગાર સજવા મંડી. એટલામાં એને લાગ્યું કે કંઠી કાંઈ વધારે મોટી દેખાય છે, તેથી રત્નો ગણી જોયાં. બારમું રત્ન લાલ રંગનું હતું. શ્રીને બહુ જ નવાઈ લાગી કે આ ક્યાંથી આવ્યું ? પછી એમ ધાર્યું કે જે હશે તેને ઠીક શિક્ષા થઇ છે. કદાચ કોઇ દાસી ચોરવા ગઇ હશે. પછી એણે શોકનાં લૂગડાં પહેર્યાં. તે વખતે ખૂબ વરસાદ પડતો હતો ને ગડગડાટ થતા હતા એટલે એ સાતમે માળે જઇને, તોફાન જોવા બેઠી. એટલામાં ખબર પડી કે, એક રાજકુમાર આવ્યો છે ને પોતાનું નામ નથી કહેતો. રાજકુમારીએ કહેવડાવ્યું કે "એને મારી પાસે મોકલો."

થોડી વારમાં આ રાજકુમાર રાજકુમારી શ્રીના ઓરડામાં આવ્યો. ( જીતેન્દ્રકુમારનો મિત્ર નરેન્દ્ર જ આમ રાજકુમાર થઇને આવ્યો હતો. ) શ્રીએ એને પૂછ્યું કે "આવા તોફાનમાં શા કારણે આવ્યા ?" એટલે નરેન્દ્રે કહ્યું, કે " મેં તમારા રૂપ વિષે બહુ સાંભળ્યું છે. હું તે જોવા આવ્યો છું " શ્રીએ પૂછ્યું, કે "એ વિષે તમને શું લાગેછે ? હું પરણવા લાયક છું કે નહિ ?" નરેન્દ્રે કહ્યું, કે "હું પરણવા આવ્યો છું એટલે પરણીશ તો ખરો; પણ મેં એક રાજકુમારી જોઇ છે તે તમારા કરતાં તો ઘણી જ ખૂબસૂરત છે." આ પછી બીજી વાતો કરીને નરેન્દ્ર પોતાના ઉતારે ગયો.

રાત્રે રાજકુમારી પાછી પેલી બારી પાસે ઉભી ને પેલા પક્ષીને પહેલાંની માફક બોલાવ્યું. તેના ઉપર બેસીને એ ડાકેણ પાસે ગઇ. એને જોઇને ડાકેણ ખૂબ હસતાં હસતાં બોલી. ( એ હસતી હતી તે બરાબર એક દેડકો બોલતો હોય એવું લાગતું હતું.) એણે કહ્યું, કે "ઓહો! તેં તો તારી કંડી ભરી દીધી ને શું?" શ્રીએ કહ્યું, "હા, ભરાઈ ગઇ તો ખરી, પણ એક નવાઇ જેવું બન્યું. ગઇ રાત સુધી અગિયાર રત્નો હતાં. ને હું સવારે ઉઠી ત્યારે આ બારમું લાલ રત્ન એના પર હતું." ડાકેણ કહે, "એ તો મને ક્યારની ખબર પડી ગઇહતી, અને હું ધારતી જ હતી કે તું મને પૂછવા આવશે. એ તો એક છોકરી છે. એને ઠીક શિક્ષા થઇ નહિ? પણ રાજકુમારી, હવે તું જલદી કંઠી પૂરી કર." પછી શ્રીએ નવા રાજકુમારની બધી વાત કહી. ડાકેણે કહ્યું, કે "તારા કરતાં સુંદર બૈરીઓની વાત ના માનતી. મેં તને આખી દુનિયામાં સૌથી સુંદર બનાવી છે; પણ રાજકુમારી આ નવા કુમારની સંભાળ રાખજે, હો. એ સંભાળ રાખવા જેવો છે. એને જલદી જ રત્ન બનાવી દેજે." આ પછી શ્રી ઘેર આવી.

સવારના પહોરમાં રાજકુમારી શ્રી પોતાના બાગમાં સોનાના દડાથી રમતી હતી એટલામાં એણે નરેન્દ્રને જોયો ને એને પોતાની પાસે બોલાવ્યો. નરેન્દ્રના હાથમાં એક વિચિત્ર કંઠી હતી. તે ચણોઠી ને આકડાનાં ફુલની હતી. શ્રીએ પૂછ્યું, કે "કેમ, અત્યારે હું કેવી દેખાઉં છું? મ્હારા કરતાં કોઇ ખૂબસૂરત છે?" નરેન્દ્રે કહ્યું, કે "મેં જે રાજકુમારીની કાલે તમને વાત કહી હતી તે બહુ વધારે સુંદર છે." શ્રી કહે, "કદાચ કોઈ સુંદર હશે પણ આ મારી કંઠી છે એવી બીજી કોઇ જગાએ તમે જોઇછે?" નરેન્દ્ર કહે, કે "તમારી કંઠી બહુ મોંઘી હશે પણ મને તો આ મારી જ બહુ ગમે છે. મ્હારા જેવી

તો આખી દુનિયામાં કોઇ પણ ઠેકાણે નથી." શ્રીને લાગ્યું કે કદાચ એની કંઠોમાં ખુબસૂરત બનાવવાનો જાદુ હશે. એણે કહ્યું, કે "મને તમારી કંઠી આપો." પણ નરેન્દ્રે કહ્યું, "એમ હું આપું જ નહિ. મને તે બહુજ ગમે છે." શ્રીથી પોતાના કરતાં કોઇ સુંદર હોય તે ખમાયું જ નહિ. એને બહુ જ અદેખાઇ આવી. પણ પોતાનો ગુસ્સો એણે દબાવી રાખ્યો. પોતાની જાદુઈ કંઠી કરતાં પણ સારી કંઠી ? હવે એનાથી ન રહેવાયું. એટલામાં નરેન્દ્રે કહ્યું, કે "રાજકુમારી આપણે અદલાબદલી કરીએ. તમે મારી કંઠી લ્યો અને હું તમારી લઉં." જેવું એ બોલ્યો કે તરત શ્રી કહે, કે "હા, લ્યો." એમ કહીને એ પોતાની કંઠી કહાડવા મંડી એક પળની અંદર તો શ્રી ગુમ થઇ ગઇ ને પેલી કંઠી ઘાસ ઉપર પડી. તેના ઉપર એક નવું ભૂરા રંગનું રત્ન લટકતું હતું. ખરેખર એ બહુ જ સુંદર હતું. ત્યાર પછી નરેન્દ્ર પોતાની તલવારની અણી પર પેલી કંઠી ભરવીને સૂર્ય-પ્રભાવ પાસે ગયો.

નરેન્દ્રે રાજાને જઇને કહ્યું, કે "અમે બાગમાં હતાં અને એકદમ રાજકુમારી ગુમ થઈ ગઈ. તમે એની શોધ કરાવો." રાજાએ બહુ શોધ કરાવી, પણ શ્રી કાંઇ જડી નહિ. એટલે નરેન્દ્ર કહે, કે "અહિંયા બધા રાજકુમારો ગુમ થઇ ગયા છે. તે કોણે કર્યા છે તે તમને ખબર છે ?" રાજા કહે, "ના." નરેન્દ્ર કહે, "રાજકુમારી શ્રીએ." રાજાને બહુજ નવાઇ લાગી. પછી નરેન્દ્રે કહ્યું, કે "હું બધા રાજકુમારોને શોધી આપું છું." આ સાંભળીને હજારો લોકો ટોળાબંધ એની આસપાસ વીંટાઇ વળ્યા. એણે પોતાનું ખંજર કહાડયું ને પેલી કંઠી પરથી રત્નો તોડવા માંડયા. પહેલે જ સપાટે પ્રેમનિધિ નીકળ્યો. પછી રાજેન્દ્ર ને પછી બીજા બધા રાજકુમારો નીકળ્યા. પછી જીતેન્દ્ર નીકળ્યો, એટલે નરેન્દ્ર બહુ ખુશી થયો.

પછી એણે કહ્યું, કે "હવે બધા રાજકુમારોને બચાવનાર છોકરી નીકળશે." એમ કહીને ખંજરનો એક સપાટો માર્યો એટલે પ્રિયાનના નીકળી. ત્યારપછી એણે કહ્યું, કે "આટલાં બધાંને દુઃખ દેનાર ડાકેણને આપણે નહિ જીવાડીએ." પછી બધા રાજકુમારો એક બીજાને મળ્યાભેટ્યા ને પ્રિયાનના તથા નરેન્દ્રનો ઉપકાર માનવા લાગ્યા. નરેન્દ્રે પેલી કંઠી રાજમહેલના આગલા બારણા પર લટકાવી જેથી બધા તે જોઈ શકે. પછી સૂર્યપ્રભાવે કહ્યું કે "હું પ્રિયાનનાને મારી છોકરી ગણું છું. થોડા દિવસ રહીને એ નરેન્દ્રને પરણશે."

એક દિવસ જંગલમાં મોટો ભડાકો થયો. બધાને બહુજ નવાઇ લાગી કે થયું શું? ત્યાં જઇને જોયું તો એક વિકાળ ડાકેણ બળી જતી હતી. ત્યાં ગએલા લોકોને એણે પોતાની બધી હકીકત કહી દીધી ને કહ્યું, કે "હવે હું આ દુનિયામાંથી જાઉં છું." (આ શ્રીવાળી જ ડાકેણ હતી.)

આજે આખા દેશમાં બહુજ ધામધૂમ હતી. આજે પ્રિયાનનાનું લગ્ન હતું. થોડા દિવસ પછી પ્રિયાનનાને લઇને નરેન્દ્ર અને જીતેન્દ્ર પોતાને દેશ ગયા. ત્યાં એમણે ખાધું, પીધું, અને રાજ કર્યું.

શિરીષ



# અમાસની રાતે, પડવાની સ્હવારે



આસો વદ અમાસની અંધારી રાત હતી. એ અનુપમ વૃક્ષોની વચ્ચે એક રમણીય હીંચકો બાંધવામાં આવ્યો હતો. નીલ રંગનાં, રેશમી, તેનાં દોરડાં હતાં. દોરડાં ઉપર ન્હાનકડા, ચળકતા દીવા ટીંગાવ્યા હતા. ૧૯૭૭ ની સાલ, એક દેવીના આકારમાં એ હીંચકા ઉપર ઝુલતી હતી. તેણે નીલાંબર પહેર્યું હતું. તેના વાળ છુટા હતા અને માથા ઉપર સોનેરી કોરણ હતી. દીવાના તેજમાં એ સુંદરી મનોહર લાગતી હતી.

આજે એ એના છેલ્લા ઝુલા ખાતી હતી. તેની પાછળ અસંખ્ય થાકેલી સાલોનો ગંજ પડ્યો હતો. તેની આગળ, અગણિત ચળકતી સાલો લાઇનબંધ ઉભી હતી. અગ્રપદ ૧૯૭૮ ની સાલે લીધું હતું. તે હસતે મુખે બેસતા વરસના સ્હવારની વાટ જોતી હતી.

૧૯૭૭ ની સાલે ૩૫૯ દિવસ જુદા જુદા વેશ લઇને હીંચકા ખાધા હતા. આજે તેનો છેલ્લો દિવસ હતો, એટલે વિશેષ મહેનતથી તેણે પોતાના આકારને દીવાળીના રૂપમાં શણગાર્યો હતો. કેટલા ઉત્સાહભેર, કેટલા ઉમંગભેર, કેટલી આશાભેર એ સાલ આવી હતી. અને આજે જવાને દિવસે તેના મનની સ્થિતિ કેવી વિચિત્ર હતી ! તેનું મન સુખી હતું તેમજ દુઃખી હતું. તેને આનંદ હતો તેમજ શોક હતો. તે કેટલાંક ધારેલાં કામમાં સફળ થઈ હતી તેમજ કેટલાંકમાં નિષ્ફળ થઇ હતી. ૩૫૯ દિવસના કામ પછી આજે એ તદ્દન થાકી ગઇ હતી. આ દુનિયાને પેલી દુનિયા વચ્ચે ઝોલાં ખાતી હતી.

*            *            *            *

૧૯૭૭ ની સાલ પૂરી થઇ. કાળી રજની ટળી ગઇ. નવા વર્ષની નવી ઉષા મીઠું મીઠું હસતી આવીને ઉભી રહી. તેણે નૂતન વર્ષના હર્ષમાં પોતાને આંગણે રંગબેરંગી, સુગંધી ફુલડાં વેર્યાં.

ગઇ કાલે રાત્રે જે હીંચકો દીવાળી માટે બાંધ્યો હતો, તે હીંચકો આજે જોવામાં ન્હોતો આવતો. એની જગાએ ગુલાબી રંગનાં દોરડાંનો હીંચકો બાંધ્યો હતો. તેના પર દીવા ન્હોતા, છતાં એની શોભા કંઇક ઓરજ હતી. આછા ગુલાબી રંગનો, રૂપેરી કોરવાળો સાળુ પહેર્યો હતો. માથામાં ગુલાબનાં ફુલ ગુંથ્યાં હતાં. તેનું મુખડું એક બાળકના મ્હોં કરતાંયે વધારે નિર્દોષ હતું. હજી તે જગતની મલિનતાથી રંગાઇ ન્હોતી. સ્વર્ગમાંથી એ સીધી આવી હતી. દીવાળીની દેવી પેઠે એના મનમાં વિરૂદ્ધ પ્રકારની લાગણીઓ એકજ વખતે ન્હોતી ઉત્પન્ન થતી. એનું હૃદય આનંદથી આશાથી, શુભેચ્છાઓથી અને ઉમંગથી ભરપૂર હતું.

તેણે પોતાના બંને હાથ ઉંચા કરેલા હતા, અને જે તેને નવીન વર્ષના પ્રણામ કરતું તેને હતું એ ખરા મનથી આશીર્વાદ આપતી હતી. હજારો લોકો તેના આ મંગલ આશીર્વાદ લેવા તથા તેનાં દર્શન કરવા આવતા હતા. તે પોતાની સાથે, બધી સાલોના નિયમ પ્રમાણે, ૩૫૯ જુદા જુદા સાળુ લેતી આવી હતી. દરેક સાળુની ઉપર તે દિવસે બનવાના બનાવો ચિતરેલા હતા. કોઈને પણ આ સાળુઓ પહેલેથી દેખાડવામાં આવતા નહિ. વિધાતાએ ચિતર્યા હતા અને તેણેજ માત્ર જોયા હતા.

અહો, આપણે કેટલા દિવસથી બેસતા વરસની વાટ જોતાં હતાં ! આખરે આજે એ આવ્યું.

સૌદામિની



# દીવાળી



થોડીવારમાં મારી આસપાસની બધી વસ્તુઓ સ્પષ્ટ દેખાવવા માંડી. મારી ખાત્રી થઇ કે હું એક મોટા પરવાળાના બેટ પર હતી. આ બેટ વીંટીના આકારનો હતો, અને એના વચલા ભાગમાં પાણી હતું. પણ મારૂં મગજ એટલું બધું ગુંચવાડામાં પડી ગયું હતું કે મને કાંઇજ સમજણ પડતી ન્હોતી.

એટલામાં માછલીઓનું એક ટોળું આવ્યું. મારી પાસે આવ્યું ત્યારે મને ખબર પડી કે આ ઉડતી માછલીઓ હતી. તેમણે મને પૂછ્યું, તમે અહિંયા ક્યાંથી ? અમારી દીવાળી જોવી છે ? મેં હા કહી, કે મને જોવાનું બહુ મન છે. એટલે એમણે કહ્યું, કે તો અમારાથી છૂટાં ના પડશો. એટલામાં એક ગુલાબી રંગની માછલી મારી પાસે આવી ને મારી જોડે ઉડવા મંડી. એણે મને ઘણું કહ્યું. એ લોકો પણ આપણી પેઠેજ દીવાળી પાળતાં હતાં. હું કઇ જગાએ હતી તેનું મને જરા ભાન ન હતું. અહિયા હું અચાનક શી રીતે આવી તે પણ મને યાદ ન્હોતું. એના કહેવાથી ખબર પડી કે આ બેટ

હિંદી મહાસાગરમાં હતો. આ મહાસાગરનાં બધાં દરિયાઇ પ્રાણીઓ આ બેટ ઉપર દીવાળી ઉજવતાં હતાં. આખા બેટને પુષ્કળ દરિયાઈ ઘાસ ને રંગબેરંગી વસ્તુઓથી શણગાર્યો હતો. લીલી લીલને ગલીચા પેઠે જમીનપર પાથરી હતી. અસંખ્ય મોટી તેમજ નાની છીપ, શંખ અને એવી વસ્તુઓ શોભા માટે ગોઠવી હતી. જાત-જાતની લાખો માછલીઓ, કાચબા, કરચલા, મગર, સાપ અને એવાં અનેક દરિયાઇ પ્રાણીઓ કારભાર કરતાં કરતાં, મ્હાલતાં હતાં. બધાં મને જોઇને આશ્ચર્ય પામતાં હતાં. પણ સૌ કોઇ આ મંગળ દિવસે પોતાના દેશને બને તેટલો સુંદર કરવામાં રોકાયલાં હોવાથી ચાલ્યાં જતાં હતાં. હવે દિવસ લગભગ પૂરો થવા આવ્યો હતો. સૂરજ બહુજ નીચો ગયો હતો. પણ હજી દીવા ન્હોતા થયા. મારી માછલીના કહેવાથી ખબર પડી કે એ લોકો પણ વાઘબારસ, ધનતેરસ, કાળી-ચૌદસ એ બધા દિવસોમાં જુદી જુદી રીતે ઉત્સવો કરતાં હતાં. પણ આપણા કરતાં તદ્દન જુદી રીતે. એણે મને કહ્યું કે મુદ્રિકા–ઉત્સવ અમે દીવાળીને દિવસે કરીએ છીએ. એ સૌથી મુખ્ય ગણાય છે. મેં પૂછયું, કે એ ઉત્સવમાં તમે શું કરો છો ? એણે કહ્યું, તમે જોજોને. ધીમે ધીમે બધું થશે. આપણા દરબારગૃહમાં વીંટી જોવાજ જઇએ છીએ. અમે થોડુંક ચાલ્યાં એટલે એક બહુજ ચળકતો મ્હેલ દેખાયો. આજ દરબારગૃહ હતો. એ આખો છીપનો બનાવેલો હતો. એની અંદર થાંભલા ને એવું જે કાંઇ હતું તે કાંતો પરવાળાનું કે છીપનું બનેલું હતું. આ મ્હેલમાં એક મોટો દરબારનો ઓરડો હતો. તેમાં ચળકતા પડદા બાંધ્યા હતા. મુખ્ય વચલું બારણું હતું. તેના પર મોટાં મોટાં (લગભગ ન્હાની સોપારી જેવડાં) મોતીનાં દાણાનાં તોરણ બાંધેલાં હતાં. અને ઝીણાં મોતીનો બહુજ સરસ પડદો હતો. ઓર-ડાની ભીંત ઉપર ચારે તરફ મોતીની ઝુલ હતી. વચ્ચોવચ્ચ પરવા-ળાની બેઠક ગોઠવી હતી. તેની આસપાસ પુષ્કળ ન્હાનાં આસનો મૂક્યાં હતાં. ઘણાં રત્નોથી જડેલાં હતાં અને થોડાં છીપ કે પરવાળાનાં

હતાં. પેલી બેઠક ઉપર મોતીથી જડેલું એક આસન મૂક્યું હતું. તેના ઉપર લાલ અકીકનો પ્યાલો હતો. તેમાં પેલી વીંટી હતી. આસપાસ અસંખ્ય છીપ, શંખ ને એવું બધું ગોઠવ્યું હતું. અમે આ બધું જોતાં હતાં એટલામાં બધા દીવા પ્રગટાવી દેવામાં આવ્યા હતા. લાખો દીવા ઉંચી દીવીઓમાં બળતા હતા. બ્હાર વાજાં વાગતાં હોય એવું સંભળાતું હતું. પેલી માછલીને પૂછતાં ખબર પડી કે એ તો મોજાંનો અવાજ હતો. મને લાગ્યું કે મોજાં તાલ સાથે સંગીત આલાપતાં હતાં.

આખો ઓરડો બધાં, જાતજાતનાં દરિયાઈ પ્રાણીઓથી ભરાઇ ગયો હતો. આટલાં બધાં પ્રાણીઓમાંથી મને બહુજ થોડાંનાં નામ ખબર હતાં. મેં જોયું કે આ બધાં વીંટી જોઇને બ્હાર નીકળતાં હતાં. અમે પણ બ્હાર આવ્યાં, કેમકે હવે મુખ્ય બનાવ બનવાની તૈયારી હતી.

બ્હાર તો કાંઇ કહેવાય નહિ એટલા દીવા હતા. બેટની વચ્ચેના પાણીમાં કોપરાની કાચલીઓમાં દીવા સળગાવીને તરતા મૂકી દીધા હતા. આપણાથી આકાશના તારા ગણાય તો આ દીવા ગણાય.

અહિયા તો પવન પણ બહુ સરસ હતો. અને મોજાંનો અવાજ વધારે મધુરો લાગતો હતો. વળી એક જાતની લીલને સૂકવીને એનો ધૂપ કર્યો હતો. તેની સુખડને પણ હઠાવે એવી વાસ આવતી હતી. મને એમ થયું ખરૂં, કે આટલાં બધાં નાળીએર ક્યાંથી લાવ્યાં હશે. પણ યાદ આવ્યું કે દરિયાના બેટ ઉપર અસંખ્ય નાળીએરી ઉગે છે. માછલીએ મને કહ્યું, કે આજે તો અમારે કોપરાનું મહાત્મ્ય ગણાય. થોડી વારમાં પેલાં બધાં પ્રાણીઓ બ્હાર આવ્યાં. થોડાંએ પેલું આસન ઉચકેલું. પછી થોડાં જણાં એક છીપની હોડીમાં પેસી વીંટીવાળું આસન લઇને બેઠાં; ને હોડી પાણીની વચ્ચે ગઈ. ત્યાં હોડીને

ઉભી રાખી ને બેટ ઉપરનાં પ્રાણીઓના આનંદઘોષ વચ્ચે વીંટી દરિયામાં નાખી દીધી. મેં આમ કરવાનું કારણ પૂછયું ત્યારે માછ-લીએ કહ્યું, કે સમુદ્ર આખું વરસ રક્ષણ કરે એટલા માટે એ લોકો આમ કરતા હતા.

આવું અને બીજું બધું પણ મને બહુ નવાઈ જેવું લાગતું હતું. પછી બધાંને કોપરૂં, મીઠું ને મોતી વહેંચ્યાં. પેલી માછલીએ કહ્યું કે પહેલા દિવસોમાં છીપ, શંખ ને એવું બધું વ્હેંચાયું હતું.

આપણને કોઇપણ વખત ખ્યાલ ના આવે કે દરિયાઇ પ્રાણીઓ પણ દીવાળી ઉજવતાં હશે. અને તે પણ આવી સુંદર રીતે !

( કલ્પિત )

શિરીષ



# બેસતું વરસ



[ અરૂણ અને દેવયાની મારા એક મિત્રનાં બહુજ આનંદી છોકરાંઓ છે. ગયે વરસે એમણે દીવાળીની રજા કેમ ગાળેલી તે અરૂણની નોંધપોથીમાંથી મેં અચાનક વાંચ્યું. તેઓ બહુ ભૂલકણાં છે એટલે નોંધપોથી ઠેકાણે ન્હોતી મૂકી. મારા મિત્રના ટેબલ પરજ લખેલી ને ત્યાંને ત્યાંજ ભૂલી ગયેલાં. નોકરે તે ખાનામાં મૂકેલી. તે મને અચાનક થોડા દિવસ પરજ જડી. એમાંથી એકલા બેસતા વરસના દિવસનો ભાગજ હું શબ્દે શબ્દ ઉતારીશ. પણ જોડણી વિગેરે સુધારીને. ]

## બેસતું વરસ

આજે બેસતું વરસ ! એટલે ૧૯૭૭ ! અત્યારે બપોરના બે વાગ્યા છે. એટલે નવું વરસ હજી અગીઆરજ કલાકનું છે, કેમકે

મા કહેતાં હતાં કે સવારે ત્રણ વાગેથી દિવસ શરૂ થાય. કાલે રાતનાં—
દેવી કહે છે કે બીજી લીટીથી લખ.

કાલે રાતનાં મા કહેતાં હતાં કે બેસતા વરસે જે કામ કરીએ તે આખું વરસ કરવું પડે. આજે સ્હવારમાં મા અમને ઉઠાડવા આવ્યાં. મેં પૂછ્યું, કે " મા, કેટલા વાગ્યા ? " એમણે કહ્યું,, " ત્રણ. " એટલે મેં કહ્યું, ' હા, ઉઠું છું. " પછી મા તો ગયાં, એટલે હું ઉઠીને દેવીના પલંગ પાસે ગયો. દેવી જાગતી હતી, પણ સૂઇ રહી'તી. મેં કહ્યું, " દેવી, આજે ત્રણ વાગે ઉઠીશું તો આખું વરસ દરરોજ ત્રણ વાગે ઉઠવું પડશે." દેવી પણ આ સાંભળીને ગભરાઇ ગઇ. પછી અમે બંને પાછાં સૂઇ ગયાં, કે " દરરોજ ત્રણ વાગે ઉઠવાનું બહુ અઘરૂં પડશે, તેના કરતાં આજેજ છ વાગે ઉઠીએ તો આખું વરસ ત્યારેજ ઉઠાય. " પાંચેક મિનીટ થઇ એટલામાં દેવીએ બૂમ પાડી, " અરૂણ, આમ આવ તો. " હું ગયો એટલે એણે મને કાનમાં કંઇક કહ્યું. ત્રણ, ચારવાર મેં પૂછ્યું " શું ? શું ? " ત્યારે આખરે એ જરીક જોરથી બોલી, કે "મા જોડે સરત કરીએ કે દરરોજ છ વાગે ઉઠવાનું હોય તો આજે વહેલાં ઉઠીએ; નહિ તો નહિ. " હું બહુ ખુશી થઇ ગયો ને કહ્યું, કે " એ બહુ સારૂં. "

પછી અમે બન્ને સૂઇ ગયાં. થોડીજ વારમાં મા પાછાં આવ્યાં અને કહ્યું, કે " અરે છોકરાંઓ, હજી નથી ઉઠયાં ? " એટલે અમે બંનેએ સાથે અમારી સરત કહી સંભળાવી. માને બહુજ હસવું આવ્યું. ( અમે જ્યારે કઇ પણ કહીએ છીએ, ત્યારે માને તો હસવુંજ આવે છે. ) તેમણે કહ્યું, "વારૂ, રોજ મોડાં ઉઠજો. પણ આજે તો જલ્દી કરો. " પછી મા ગયાં, એટલે દેવી કહે, કે " જો, મને કેવી સારી રીત સુઝી. એ તો નવ વરસનાં થાઓ ત્યારેજ એવું સુઝે.

તમારાં જેવાં નાનાંને શું ? " એટલે મને યાદ આવ્યું કે આજે તો પાછી દેવીની વરસગાંઠ ! એ નવ વરસની થઇ. હું તો હજી સાતજ વરસનો ને મારી વરસગાંઠ ભાદરવા સુદ ચૌદસે. દેવીએ કહ્યું કે, " બેસતા વરસે કે દીવાળીના દિવસોમાં જન્મે તેજ છોકરાં સારાં હોય. દીવાળીના દિવસોમાં કેવું સરસ સરસ ખાવાનું હોય. " તેને મેં કહ્યું કે, " તારી વરસગાંઠ તો વદ પખવાડીઆમાં ને ? મારી તો અજવાળીઆમાં, " એમ અમારી તકરાર ચાલી. પછી તો એક બીજા પર તકીઆની ફેંકાફેંકી ચાલી. અવાજ સાંભળીને મા આવી પહોંચ્યાં. અને કહ્યું કે, " બેસતા વરસે સવારના પ્હોરમાં તોફાન ! "

પછી અમે નીચે ગયાં, ને દાતણપાણી કર્યું. એટલામાં તો સિંધુકાકા અને અંશુકાકા દોડતા દોડતા આવ્યા, ને અમને બન્નેને ઉચકીને બહાર લઇ ગયા. અમે જોયું તો ઓટલાપર દારૂખાનાનો ટોપલો પડેલો ! અમે બન્નેએ સાથેજ પૂછયું કે, " અત્યારે ફટાકા ! " એટલે એમણે કહ્યું કે, " હા, અત્યારે રાતજ છે ને ! જુવોને, અંધારૂં છે ને ? " પછી અમે તો ખૂબ ફટાકા ફોડયા. મેં એક કોઠી ને બપોર પણ સળગાવેલાં, ને લવીંગીયાની બહુજ લૂમો ફોડેલી. પેલો વિષ્ણુ છે, તે તો બાર વરસનો છે પણ હજી ફુલકેરજ હાથમાં ફોડે છે. ફટાકડા પણ નથી ફોડતો. એને બ્હીક લાગે છે. હું કહું છું કે એ બાયલો કહેવાય. દેવી પણ એના કરતાં તો જબરી.

લગભગ કલાક અમે દારૂખાનું ફોડયું. પછી માએ દેવીને માથું હોળવા બોલાવી ને મને કહ્યું કે, " ન્હાવા જા. " મને બહુજ નવાઇ લાગી કે આટલા વહેલાં ન્હાવાનું ! હું ન્હાઇ રહ્યો ને બ્હાર પુષ્પાફોઇ સાથીઆ પાડતા હતા તે જોવા ગયો. મેં

કહ્યું, " મને થોડો લોટ આપો. " એમણે કહ્યું કે " ના, તું તો વેરે ને બધું બગાડે. " ( હું બધું બગાડુંજ એમ બધાં કેમ ધારતાં હશે ? ) થોડી વાર પછી ફોઇ જોતાં ન હતાં ત્યારે મેં થોડો લોટ પ્હેરણમાં લીધો. પછી ફોઇ અંદરથી કાંઈ લેવા ગયાં એટલી વારમાં મેં તો પગથીયાં આગળ ખુબ ચિત્રામણો પાડયાં. આમ લીંટી દોરી, ને તેમ દોરી; અને ચકરડાં દોર્યા ( માણસોનાં મ્હોં હજી મને આવડતાં નથી ) ને પછી ડાહ્યો થઇને બેસી ગયો. એટલામાં ફોઇ આવ્યાં. મેં જાણ્યું કે મેં એમની મહેનત બચાવી છે, એટલે એ જરૂર મને શાબાશી આપશે. પણ એ તો એટલામાં બુમાબુમ કરવા મંડયાં ને મને વઢયાં. બૂમ સાંભળીને મા પણ આવ્યાં. મા કહે, કે " જો બધી જગા બગાડી. " ( મેં તો આવાં સારાં ચિત્રો દોરેલાં ને જગા બગાડી કેમ તે સમજાણુ નથી પડતી ) પછી કહ્યું કે, " સાફ કરી નાંખ ". એટલે મેં કહ્યું કે " અજવાળા સુધી રહેવા દો. ચકલી આવાને લોટ છે એટલે ખાઇ જશે. આ ઉપાડવાનું તો બહુ અઘરું છે. " આ સાંભળીને મા ને ફોઇ બંને હસી પડયાં, ને કહ્યું કે "આ તો લોટ નથી, ચૂનો છે." ( મને થયું કે ઓ'તારીની ! આટલો વખત સુધી લોટજ જાણતો હતો પણ ચૂનાનો ભૂકો બડો લુચ્ચો લાગે છે, તદ્દન લોટ જેવો લાગે છે. ) પછી મેં તો જેટલો ચૂનો ઉપડાયો તેટલો ઉપાડયો. તો પણ ધોળા ધોળા ડાઘા જમીન પર રહીજ ગયા, એટલે અંદરથી પાણી લઇ આવ્યો ને એનાપર છાંટયું. તો પણ બરાબર ગયું નહિ. એટલે હું તો જોરાવર પાસે ગયો. (જોરાવર અમારો નોકર છે. મને તે બહુ ગમે છે, કારણ કે ઘોડો ઘોડો રમવું હોય અને દેવી કામમાં હોય ત્યારે એ મારી સાથે રમે છે. એને બધું આવડે છે. જે કહો તે કરી આપે. ) મેં તેને બધું કહ્યું. એ તો વાસણ માજવાની થોડી માટી લઇને બ્હાર આવ્યો ને જ્યાં ધોળા ધોળા ડાઘા હતા ત્યાં બધે એ માટી લગાડી દીધી. એક

મિનીટમાં તો એ બધા ડાઘા ચાલ્યા ગયા. પછી હું બહુજ ખુશી થતો થતો ફોઇ પાસે ગયો ને સાફ કરેલી જગા બતાવી. એટલે ફોઇ બહુ ખુશી થયાં ને મને બોકી લીધી. પછી દેવી નાહીને આવેલી એટલે અમે બંને ઉપર ગયાં ને લૂગડાં પહેરી તૈયાર થયાં. આજે મારે ધોતીઉં પહેરવાનું હતું, એટલે મને લાગતું હતું કે હું બહુજ મોટો થયો છું. લૂગડાં પ્હેરીને હું નીચે ગયો. જોયું તો દેવી મા પાસે ઉભી ઉભી કાંઇ તકરાર કરતી હતી. એને મારી માફક ધોતીઉં ને પહેરણ પ્હેરવાં હતાં અને મા એને ઓઢણી ને એવું એવું આપતાં હતાં. પછી મેં કહ્યું કે, "મા, દેવીને ધોતીઉં-જ આપો. ધોતીઉં પ્હેરે છે ત્યારે એનાથી બરાબર દોડાય છે, નહિતો તે ઓછું દોડે છે ને રમવાની મઝા નથી પડતી." એટલે માએ હા કહીને મ્હારા જેવાં કપડાં કહાડી આપ્યાં. (દેવી ઘણીવાર મ્હારા જેવાં કપડાં પ્હેરે છે. ઘરમાં તો દરરોજ. )

પછી અમે બાપુ, મા, કાકા, ફોઇ ને બધાંને પગે લાગ્યાં ને આશીર્વાદ લીધા.

પછી—હવે દેવી મારે બદલે નોંધપોથીમાં લખે છે, કેમકે મને થાક લાગે છે ને ઝડપથી લખાતું નથી. થોડીવારમાં તો મા બોલાવશે. હું જે બોલું છું તેજ દેવી લખે છે.

પછી બધાં દૂધ પીવા ગયાં. આજે પણ દૂધ સાથે બહુજ સરસ સરસ ખાવાનું હતું. સૂરણ પણ હતું. દેવી કહે છે કે, "બે-સતા વરસે તો સૂરણ હોયજ."

હાથ ધોવા ગયાં ત્યારે તો બહુ ગમ્મત પડી. દેવીને હું દોડતાં દોડતાં ન્હાવાની ઓરડીમાં ગયાં ને નળમાંથી હાથ ધોયા ને પાછાં જતાં હતાં એટલામાં જોયું તો એક ખૂણે એક મોટા તપેલામાં ઠંડું પાણી મૂકેલું હતું. હું તો ભીંત ઉપર હાથ ટેકવીને તપેલાની કોર પર

ચઢી ગયો, અને ચકર ચકર ચાલવા મંડયો. દેવી પાસે ઉભી રહીને હસતી હતી. એટલામાં તો શું થયું તે હું ધડાક દઇને પાણીમાં પડયો, ને એટલા બધા છાંટા ઉડયા કે દેવી પણ બધી પલળી ગઈ. અવાજ સાંભળીને મા, ફોઈ કાકા, બાપુ બધાં દોડી આવ્યાં. મને તો એમજ થયું કે જાણે પાણીમાં ડૂબી જઇશ અને દેવી પણ ગભરાઈ ગઈ. સિંધુકાકાએ મને બ્હાર કહાડયો. મા ચ્હીડાયાં તો બહુ, પણ બેસતું વરસ હતું એટલે વઢયાં નહિ. પછી બાઇ અમને ઉપર લઈ ગઇ ને કપડાં બદલાવ્યાં.

પછી માએ કહ્યું કે, "ચાલો હવે મંદિરે. પણ ડાહ્યાં થજો." એટલે અમે બધાં સાથે ચાલ્યાં. અડધે રસ્તે ગયાં એટલે દેવીને એની 'સંજ્ઞા' યાદ આવી. (સંજ્ઞા એ દેવીની ઢીંગલી છે અને બહુ માનીતી છે.) દેવી કહે કે સંજ્ઞાને મંદિરે ન લઈ જઇએ તો મહાદેવનો આશીર્વાદ એને ન મળે, ને બાપડી સુખી ન થાય. કેમકે મા કહેતાં'તાંને કે બેસતા વરસને દહાડે મહાદેવનાં દર્શન કરીને આશીર્વાદ લઇએ તો જ આખું વરસ સુખમાં જાય. આ ઉપરથી અમે બંને જણ વિચારમાં પડયાં કે હવે કરવું શું ? મારો રમકડાનો ઘોડો છે તે પણ પ્રાણી કહેવાય, એટલે એને પણ મંદિરે લાવવો જોઇએ બીજાં રમકડાં તો વાજાં, મોટરો, ગાડીઓ, બોલ એવું એવું છે. તે કાંઇ પ્રાણી કહેવાય ? જો માને બધાંને કહીએ તો હસે કે "ના" કહે. એટલે મેં દેવીને કહ્યું, "ગભરાતી ના. હું કહું તેમ કરજે." એટલામાં મંદિર આવ્યું. ત્યાં બહુ ભીડ હતી. સારો લાગ જોઇને મેં દેવીનો હાથ ખેંચ્યો ને અમે બાજુની ગલીમાં વળી ગયાં, ને ઘર તરફ દોડયાં. ઘેર જઇને સંજ્ઞા, ઘોડો બધું લઇને પાછાં દોડતાં દોડતાં મંદિર આગળ આવ્યાં. પ્હેલાં તો મા કાંઇ જડેજ નહિ. એટલામાં જોયું તો મંદિરના ઓટલા પર ટોળું મળેલું હતું. અમે ધીમેથી ત્યાં થઇને જતાં હતાં, એટલામાં અંશુકાકાએ એકદમ

ારો હાથ પકડ્યો ને કહ્યું, " આ રહ્યાં ! " પછી કાકા અમને
ેલા ટોળા આગળ લેઇ ગયા. ત્યાં મા ને ફોઇ હતાં. તે અમને ભેટી
પડ્યાં ને પૂછ્યું કે "તમે ક્યાં ગયેલાં ?" ત્યારે અમે બધું કહ્યું.
બધા લોકો ખૂબ હસ્યા. પછી અમે મંદિરમાં ગયા ને ખૂબ ઘંટ વગાડયા.
પાછા આવતી વખતે તો સિધુકાકાએ અમારા હાથ પકડેલા, કે
ખોવાઇ ના જઇએ. રસ્તામાં અમારે સગાંને ઘેર થઇ જવાનું હતું.
માસીને ઘેર ગયાં પણ ત્યાં અમે અંદર ન ગયા. બ્હાર મલયભાઇ
ફટાકા ફોડતા હતા તે જોવા રહ્યા, એટલામાં મલયભાઇનો પાળેલો
કુતરો ' સુંદર ' ત્યાં આવી પહોંચ્યો. અમે એની જોડે રમતાં'તા
એટલામાં મલયભાઇને માસીએ બોલાવ્યા, એટલે એ અંદર ગયા.
અમે તો બંધુકીઆની એક લુમ પડેલી તે લઇને, સુંદરની પૂંછડીએ
બાંધી ને પછી સળગાવી મૂકી. થોડીવારમાં તે બંધુકીઆના અ-
વાજે, તે સાથે ગભરાયલા કુતરાના અવાજે, ને અમારા બંનેના
હસવાના અવાજેથી મહોલ્લો ગાજી ઉઠયો. મલયભાઇ, માસી
વગેરે, ' સુંદરને શું થયું ' કરતાં બ્હાર આવ્યાં ને માસી તો
સુંદરને જોઈને ચીસાચીસ કરવા લાગ્યાં. ને મા ને ફોઈ
અમને વઢવા મંડયાં. અમે તો વીલાંવદ્દ પડી ગયાં. તો પણ
સુંદરને જોઇને અંદરથી તો બહુ હસવું આવતું હતું. આખરે લુમ
છેક ફુટી રહી ત્યારે સુંદર છુટયો. પછી માએ અમને ઘેર મોકલી
દીધાં. અમે તો અલબત્ત બહુ ખુશી થયાં, કેમકે બધાંને ઘેર ડાહ્યાં
થઇને બેસવું કેમ ગમે ? ઘેર બાપુ ને કાકાઓ દિવાનખાનામાં
બેઠેલા ને લોકો મળવા આવેલા હતા, એટલે અમે ઉપર ગયાં.
હજી બહુ વ્હેલું હતું તો પણ અમને તો ભૂખ લાગેલી, એટલે
પાછાં રસોડામાં ગયાં ને બાઇએ બહુ ના કહી તો પણ દીવાળીનું
ખાવાનું કાઢીને ખાધું. પછી બાગમાં રમવા ગયાં. આજે માળી કે
કોઇ ન્હોતું એટલે મોટો નળ ઉઘાડવાની ના કહે કોણ ? નળ

ઉખાડતાં બહુ મ્હેનત પડી. બે જણ એનાપર લટક્યાં ને ખૂબ જોર કર્યું ત્યારે નળ ઉખડયો. તે પણ એવી રીતે કે અમે બંને તરબોળ પલળ્યાં. ગભરાતાં ગભરાતાં બાપુ ના જુવે એમ અમે ઉપર ચઢી ગયાં, કપડાં કહાડયાં ને તડકામાં સૂક્યાં. ને બીજાં ઘરનાં કપડાં પહેરીને નિરાંતે બાગમાં રમવા ગયાં. નળ આગળ તો હવે ન્હાના વ્હેળા જેવું થયેલું એટલે ન્હાવાની ખૂબ મઝા પડી. કાદવમાં પડીએ ને નાહીએ, પડીએ ને નાહીએ. પછી બહુ થાકયાં એટલે ફરીથી લુગડાં બદલ્યાં ને બધાં પલળેલાં લુગડાં એવી જગાએ સૂક્યાં કે કોઇ જુવેજ નહિ.

પછી અમે દરવાજા આગળ ઉભાં ઉભાં રસ્તાનાં માણુસો જોતાં હતાં, એટલામાં મા આવ્યાં. માએ અમને મલયભાઈના કુતરા માટે ખૂબ ઝાટક્યાં.

એટલામાં જમવાની વખત થઇ એટલે અમે જમવા ગયાં. અમારા રસોઇ કરનાર ભટ્ટ છે. તે ચાલે છે ત્યારે એની ચોટલી ઉંચીનીચી કૂદે છે, તે જોવાની અમને રોજ બહુ મઝા પડે છે. મને થયું કે આજે જરી એને વધારે કૂદાવીએ તો આખું વરસ સારી રીતે કૂદે. એટલે ઉનું ઉનું શાક લઇને વચ્ચે નાંખ્યું. ભટ્ટ પીરસતા હતા, એટલામાં એમનો પગ અજાણતાં શાક પર પડયો ને એવા દાઝયા કે હુપ કરીને કૂદયા. ખરેખર! એની ચોટલી તે વખતે બહુજ સરસ કૂદી, ને હું ને દેવી તો તે જોવામાં ને હસવામાંજ રોકાયાં. તે બહુ વાર પછી જોયું કે જમીનપર શાક વેરાયેલું! ત્યારે જ ખબર પડી કે ભટ્ટ કૂદયા ત્યારે એમના હાથમાંથી શાકની તપેલી પડી ગયેલી. આ હા હા હા કેવી મઝા! હું ને દેવી તો જે હસ્યાં! જે હસ્યાં!

જમીને અમે બ્હાર આવ્યાં, ત્યારે ટપાલ આવેલી હતી. અમારા પણ આજે તો બહુજ કાગળો આવેલા હતા. અમારા બધા દોસ્તદારોના, મોટા કાકાના છોકરાઓના, મામાની છોકરીઓના ને બધાંના. અમે પણ કાલે બધાંને લખેલા.

તે વાંચીને અમે નોંધપોથી લખવા બાપુના ઓરડામાં આવ્યાં. હવે થોડીવાર પછી માસ્તર આવશે. મા કહે છે કે આજે તો ભણવું જ જોઇએ. નહિતો આખું વરસ ભણ્યા વગર જાય.

સાંજના અમારે અસ્તિકા નદીને પેલે કિનારે હોડીમાં બેસીને જવાનું છે. ત્યાં પેલું વડનું ઝાડ છે તેની નીચે ઉજાણી કરવા જવાનું છે. ત્યાંજ ફટાકડા ફોડવાના છે. ખૂબ મઝા પડશે.

હવે તો દેવીના પણ હાથ દુઃખે છે. એટલે બસ. દેવી, મને લાગે છે કે આજે આપણે સ્હવારેથી તોફાન ને મઝાજ કર્યાં છે. એટલે આખું વરસ તોફાન ને મઝામાંજ જશે. હવે લખ કે આ વાંચે તેને, "નવા વરસની મઝા"—અરૂણ તરફથી ને દેવી તરફથી પણ.

ચંદ્ર



# ઉદાર મદદની અસર



કોઈ એક બંગલાના બાગમાં સાત વરસની એક છોકરી રમતી હતી. એનું નામ શાન્તા હતું. એની પાસે બતકનું એક ન્હાનું બચ્ચું હતું. બચ્ચાને તે ખવડાવતી હતી, અને કાંઇ બોલ્યાં કરતી હતી. જાણે બતકની સાથે વાતો કરી આનંદ પામતી હોય એમ જણાતું. બંગલાની પાસે ખુલ્લું મેદાન હતું, તેમાં છોકરાંઓ ગેડી-દડો રમતાં હતાં. શાન્તા બતકની સાથે રમવામાં રોકાઇ હતી, તે વખતે એ મેદાનમાંથી ગબડતો ગબડતો એક દડો તેના તરફ આવ્યો. પાછળ એક છોકરો દોડતો આવતો હતો. બંગલા નજીક આવીને તેને દડાની શોધ કરતો જોઇ, શાંતા બોલી, "ભાઇ, તમારો દડો અહિં વાડમાં પડ્યો છે."

તે છોકરો ધીમે રહીને દડો લેતો હતો તેવામાં એની નજર બતક પર ગઈ. તેણે પૂછ્યું, "બેન આ બતક તમારૂં છે?" શાન્તાએ એકદમ બતકને સોડમાં લઇને કહ્યું, "હા, એ મારૂં છે. મારા બાપાજીએ મને આપી દીધું છે."

છોકરો બોલ્યો, "મારી બેનની પાસે આવું બતક હતું તે ખોવાઇ ગયું છે. તે વખતે અહિં આવ્યું હોય, એમ ધારી મેં પૂછ્યું હતું. અમે અહિંથી ચોથા બંગલામાં રહીએ છીએ." શાંતાએ બતકને જરા વધારે સોડમાં ઘાલ્યું.

"જો એ વેચીને બીજું લાવવું હોય તો તમે કહો તેટલી કિંમત આપીશ. તમારી બાને પૂછી જુઓ કે બતક વેચવું છે કે કેમ ?"

શાન્તા કહે, " ના, મારી બા કહે તો યે નથી વેચવું. એ તો મારૂં છે. " છોકરો દડો લઇને વિદાય થયો. થોડી વાર પછી શાંતાનો ભાઇ વિનોદ ફરતો ફરતો ત્યાં આવ્યો. કાંઇ પણ બોલ્યાચાલ્યા વગર એ ઉભો જ રહ્યો.

શાન્તા બોલી, "વિનોદ, જો આ બતક. આજે એને ખવડાવવા કેમ નથી આવતો ?" વિનોદે જવાબ આપ્યો, " આજે હું મોટી ચિંતામાં પડયો છું. "

" વિનોદભાઇ, મને કહે. કોઇને નહિ કહું, " શાન્તા એકદમ બોલી ઉઠી.

વિનોદે પોતાની વાત શરૂ કરી. " આજે હું નિશાળે ગયો હતો ત્યારે સાથે એક ગોફણ લેતો ગયો હતો. રજાના વખતમાં હું કાંકરા ફેંકતો હતો તેમાંનો એક કાંકરો નિશાળની પાસેના એક માણસના પોપટને વાગ્યો, અને પોપટ મરી ગયો. પેલો માણસ એકદમ દોડી આવ્યો ને મને ધમકાવવા લાગ્યો. મારી પાસે એ પોપટની કિંમત માગે છે. કાલે હું એને બે રૂપીઆ નહિ આપું તો એ માસ્તરને કહી દેશે અને માસ્તર બાપાજીને ચીઠ્ઠી લખશે. હવે એ રૂપીઆ લાવવા ક્યાંથી ? બાપાજી પાસે કેમ મંગાય ? હમણાંજ પંદર દિવસ ઉપર દંડ થયો હતો ત્યારે એક રૂપીઓ માગવો પડયો હતો. "

શાન્તા કહે, "વિનોદભાઈ, હું આપીશ. ગભરાતો ના." વિનોદ પળવાર દુઃખ ભૂલી ગયો ને હસીને બોલ્યો, "તું શું આપે ? તારી પાસે શું ધૂળ છે ? "

શાન્તાએ કાંઇ જવાબ આપ્યો નહિ. સ્હેજ અંધારૂં થયું એટલે બતકને લઈને તે ચોથા બંગલા તરફ ચાલી. રસ્તામાં બ્હીક લાગતી હતી, છતાં તેણે ધીમે ધીમે બંગલામાં જઇ પૂછ્યું, " તમારે આ બતક વેચાતું લેવું છે ! "

સાંજે દડો શોધવા આવેલા છોકરાએ પોતાના બાપાને જઇ વાત કહી.

તે બોલ્યો, "બ્હેન, તારે શું લેવું છે બતકનું ? " શાન્તાએ જવાબ આપ્યો, " બે રૂપીઆ. "

બે રૂપીઆ લઇને શાન્તાએ ચાલવા માંડયું. જતાં જતાં બતક સામું જોતી હતી. એની આંખમાં આંસું ભરાયાં હતાં. ઘેર જઇ વિનોદને મળી, ને તેના હાથમાં બે રૂપીઆ મૂકયા.

વિનોદને નવાઇ લાગી અને પૂછ્યું, " શાન્તા, કયાંથી લાવી તું આ રૂપીઆ ?" શાન્તાએ બધી વાત કહી. વિનોદ આંખ લૂછતો લૂછતો બોલ્યો, "શાન્તા, તું બહુ ભલી છે. હવે હું કોઇ દહાડો કાંઈ પણ તોફાન નહિ કરૂં. "

બીજે દિવસે સ્હવારમાં વિનોદ બાગમાં ફરતો હતો. એની તોફાન કરવાની વૃત્તિ તદ્દન દબાઇ ગઇ હતી. માસ્તરના મારથી કે પિતાના ઠપકાથી ન બની શકત તે બાળકી શાંતાએ કરેલ ઉદાર ઉપકારથી થઈ શકયું.

વિનોદની દૃષ્ટિ એક બતકપર પડી. "શાન્તા પાસે જઇ બોલ્યો, શાન્તા, " તારૂં બતક તો આ રહ્યું. "

શાન્તાએ બાગમાં જોયું તો બતક પોતાનુંજ જણાયું.

ભાઇબ્હેન વિચારમાં પડયાં. આખરે વિનોદ બોલ્યો, ' તું આપી આવી, એ બતક તો એ માણુસનુંજ હશે. અહિં ફરતું ફરતું આવેલું તેને અંધારામાં તારૂં ધારી, તું લઇ ગયેલી. "

શાન્તા અને વિનોદનું મ્હોડું લેવાઇ ગયું. બે રૂપીઆ પાછા આપવા જોઇએ એમ નક્કી કર્યું. શાન્તા બે રૂપીઆ લઇને ગૃહસ્થને ઘેર ગઇ ને બધી હકીકત કહી. ચીલે હોંડે બે રૂપીઆ પાછા આપ્યા. એ ગૃહસ્થને શાન્તાએ બતાવેલા પોતાના ભાઇ પ્રત્યેના સ્નેહ અને ઉદારતાથી ઘણો આનંદ થયો. તેને માથે હાથ મૂકી તે બોલ્યા, "બ્હેન, ત્હારૂં બતક નથી તેમાં શું થઇ ગયું ? અમારૂં બતક તું ખોળી લાવી અને આપી ગઇ એટલે એ બે રૂપીઆ તને મળવા જોઇએ. એ બે રૂપીઆ ખુશીથી લઇ જા. કોઇ કોઇ વખત આપણી મનોહરા સાથે જરૂર રમવા આવજે, હોં ".

શાન્તા ખુશીથી ઘેર ગઇ, ને વિનોદને બે રૂપીઆ આપી બતકની સાથે રમવામાં ફરી ગુંથાઇ.

( અનુવાદ )

તરંગિણી.



# ઉષા

ઉષા એના પિતાની બહુ લાડકી હતી. લાડમાં તે તેને સંધ્યા પણ કહેતા. ઉષાને તેની સખી થવા ઇચ્છતી ચંદ્રિકા ઉપર બહુજ દ્વેષ હતો, કારણ કે ચંદ્રિકા ને ઉષામાં રૂપમાં કોણ ચઢે તે કહેવું અઘરૂં હતું.

પરોઢમાં વૃદ્ધ પિતાના રથની આગળ હરણની માફક દોડતી ઉષા આવતી ને પિતા આવે ત્યાં સુધી રંગબેરંગી ચિત્રો ચિતરતી. પણ થોડી વારમાં તેના પિતા આવી પહોંચતા ને ઉષા લજ્જા પામી પીંછી મૂકી દઇ ઉભી થઇ જતી. તેનું મુખ લાલ થઇ જતું. ધીમે ધીમે લાલાસ વધી જતી ને પછી પિતાને મૂકી ઉષા સખીઓ જોડે રમવા દોડી જતી.

આખો દિવસ કામ કરી કંટાળેલા પિતાને નેડવા પુત્રી આવતી ત્યારે ત્હેને લાડમાં તે સંધ્યા કહેતો. સંધ્યાના દર્શન માત્રથી પિતાનો

આખા દિવસનો થાક ઉતરી જતો. તે રથમાં બેસતો એટલે ફરી સંધ્યા ચિત્રો ચિતરવા બેસતી. તે બન્નેની મૈત્રી તો ખરેખર અનુપમ હતી. અત્યારે તે નિરાંતે બેસતી, કારણ તેને કાંઇ ઉતાવળ નહોતી.

ધીમે ધીમે પૂર્વ દિશા તરફથી સંધ્યા સાથે મૈત્રી બાંધવા મથતી ચંદ્રિકા અદ્ધર પગલે આવતી. તેને જોઇ સંધ્યાનું વદન લાલ બની જતું ને તે નાસી જતી.

વિનોદિની

# જાદુઈ શેતરંજી

એક મુસલમાન સરદારને ત્રણ ખૂબસૂરત છોકરા હતા. એ ત્રણેને પોતાની પિત્રાઈ બ્હેન ઉપર ઘણો પ્રેમ હતો. એક દિવસે તેમના બાપે તેમને બોલાવીને કહ્યું:—"મને અદ્દભુત વસ્તુનો શોખ છે, તે તમે જાણો છો. મને જે સૌથી અદ્દભુત ચીજ લાવી આપશે તેને હું તમારી પિત્રાઈ બ્હેન સાથે પરણાવી આપીશ." આપણે એક વરસને અંતે એક જગાએ મળીશું એવો વિચાર કરી ત્રણે શાહજાદાઓ મુસાફરી કરવા નીકળ્યા. શાહજાદો હુસેન સૌથી મ્હોટો હતો તે વીસનગર ગયો. ત્યાં તેણે એક ફેરીઆ પાસે એક બહુજ સારી શેતરંજી જોઇ. તેની કિંમત સોનામહોરની ચાળીસ થેલીઓ જેટલી હતી. શાહજાદાએ પેલા ફેરીઆને કહ્યું કે:—"આ શેતરંજી માટે આ કિંમત ઘણી કહેવાય." ફેરીઆએ કહ્યું કે— "એ બહુ ના ગણાય. તમે તેના ઉપર બેસો અને ગમે તે કાંઇવિચાર

કરી જુઓ.'' શાહજાદો તેના ઉપર બેઠો ને તેણે પોતાના સૂવાના ઓરડામાં જવાનો વિચાર કર્યો. તરતજ એ પોતાના બાપના મ્હેલના સૂવાના ઓરડામાં આવી પહોંચ્યો. તેણે પાછા આવીને પેલા ફેરીઆને પેલી શેતરંજીના પૈસા આપી દીધા. શાહજાદાને લાગ્યું, કે આ શેતરંજીથી જરૂર તેની પિત્રાઈ બ્હેન જીતાશે. જે જગ્યાએ પેલા ત્રણ શાહજાદાઓ મળવાના હતા ત્યાં જવાનો તેણે શેતરંજી પર બેસીને વિચાર કર્યો. તરતજ તે ત્યાં આવી પહોંચ્યો.

બીજા શાહજાદાનું નામ અલી હતું. તે શીરાઝ નામના ગામમાં ગયો. ત્હેણે એક ફેરીઆ પાસે એક સાદી સોનાની મહોરવાળી ભૂંગળી જોઈ. તે ભૂંગળીમાં આપણે જેને જોવા માગીએ તેને જોઇ શકીએ. પેલા ફેરીઆએ આ જાદુઇ ભૂંગળીની ઘણીજ કિંમત માગી. શાહજાદાએ ત્હેને કિંમત ઓછી કરવાનું કહ્યું, પણ ફેરીઓ એકનો બે ના થયો. એણે કહ્યું, કે "કિંમત બરાબર જ છે. તમે એ ભૂંગળીમાંથી જોવાં હશે તેને જોઈ શકશો." આથી અલીએ એમાંથી પોતાની પિત્રાઇ બ્હેનને ( એ પણ શાહજાદી જ હતી ) જોવાનો વિચાર કર્યો. તરત જ એણે શાહજાદીને એમાં જોઇ. પછી એણે તરત જ ભૂંગળીના પૈસા ચૂકવી આપ્યા. અને મળવા માટે નક્કી કરેલે સ્થાને ગયો. તેણે ધાર્યું, કે જરૂર શાહજાદી મ્હને જ મળશે.

હવે ત્રીજો ભાઇ, તેનું નામ અહમદ હતું, તે સમરકદ ગયો. તેને પેલી સોનાની ભૂંગળીની કિંમત જેટલીજ કિંમતનું એક સફરજન મળ્યું. જે કોઈ માણુસ મરવાની તૈયારીમાં હોય તેને તે સફરજન સૂંઘાડવાથી તે મરતું બચે એવી તેમાં કરામત હતી. અહમદે સફરજન વેચનારને જણાવ્યું, કે "સફરજનની કિંમત ઘણી છે". સફરજનવાળાએ કહ્યું, કે "એ બહુ ના કહેવાય". તેણે પાસેના ઘરમાં કોઇને મરતો જોઇ,

તે મરતા માણુસને આ સફરજન સુંઘાડયું; એથી એ માણુસ મરતો બચ્યો. આ અદ્‌ભુત બનાવ જોઇ પેલો શાહજાદો પેલા સફરજન-વાળાને મ્હોંમાગ્યા પૈસા આપી પોતાના ભાઈઓ પાસે ગયો.

હુસેને કહ્યું કે આ ત્રણે વસ્તુમાંથી કઇ સૌથી વધારે નવાઇ જેવી છે તે કહી શકાય એમ નથી. ત્હેણે અલીને કહ્યું, " લે, તારી ભૂંગળી. આપણી પ્રિય શાહજાદીને જોઈએ. " તે લોકોએ જોયું તો શાહજાદી મરણ પથારીએ પડી હતી. પછી તે લોકોએ કહ્યું, કે "ચાલો, આપણે ત્રણે જણા આ જાદુઇ શેતરંજી પર બેસીને શાહજાદી પાસે જઈએ." એ ત્રણ જણ ત્યાં જઇ પહોંચ્યા, અને ત્હેને પેલું જાદુઇ સફરજન સુંઘાડયું, એથી એ સાજી થઇ ગઇ. તેમના બાપ-સરદારે કહ્યું, કે "આમાંથી કોની વધારે જીત કહેવાય? શાહજાદીને સારી કરવામાં ત્રણેનો સરખો ભાગ છે, માટે હું તમને શી રીતે નિકાલ કરવો તે બતાવું. તમે ત્રણે જણા તીરકામઠું લઇ શહેર બહાર જાઓ ને જેનું તીર સૌથી આગળ જાય તેને શાહજાદી સાથે પરણવું." પછી એ ત્રણે જણા જંગલમાં ગયા. આ હરીફાઇ જોવા લોકોનાં ટોળેટોળાં આવ્યાં હતાં. હુસેને એક તીર દૂર નાંખ્યું. પછી અલીનું એનાથી વધારે દૂર ગયું, પણ અહમદનું સૌથી વધારે દૂર ગયું ને પાછું જડયું જ નહિ. અહમદનું તીર જડયું નહિ તેથી અલીને શાહજાદી મળે એવો ઠરાવ થયો. અહમદને શાહજાદી ન મળી તેના કરતાં પોતાનું તીર જડયું નહિ તેથી વધારે દિલગીરી થતી હતી.

અહમદ પોતાનું તીર શોધતો હતો તેવામાં એક પરીના મહેલ આગળ આવી પહોંચ્યો. એ પરીએજ પેલી શેતરંજી, સફરજન, અને ભૂંગળીવાળા ફેરીઆ મોકલ્યા હતા. પરીની એવી ઇચ્છા હતી કે

અહમદ શાહજાદી સાથે ના પરણે. પણ પોતાની સાથે પરણે. તેથી એણે તેનું તીર લઇને સંતાડયું હતું. આથી અહમદ પરીની સાથે પરણ્યો, અને એનો બાપ હિંદુસ્તાનના એક પ્રાંતનો સુલતાન બની ગયો.

( અંગ્રેજી ઉપરથી )

તરંગિણી



# ઋતુઓની વાત



પરીઓના પ્રદેશમાં એક મોટો મહેલ હતો. તે આખો આર-સપાણનો હતો. તેમાં પુષ્કળ ઓરડાઓ હતા, અને ચાર માળ હતા. દાદર સોનાનો હતો અને તેના ઉપર પગ મૂકવાને કિનખાબ પાથરેલો હતો. ત્રીજા માળ ઉપર એક મોટો ઓરડો હતો. તેમાં છ પલંગો સફાઇથી પાથરેલા હતા. તે દરેકમાં એકેક છોકરું સૂતું હતું. તેઓમાં ચાર છોકરાઓ અને બે છોકરીઓ હતી. તેમનાં નામ હેમંતકુમાર, શિશિરકુમાર, વસન્તકુમાર, ગ્રીષ્મબાલા, વર્ષાકુમારી અને શરતચંદ્ર હતાં. તેઓને માબાપ ન હોતાં, છતાં તેઓ સુખી હતાં. તેઓ હંમેશાં સ્વચ્છ લૂગડાં પહેરતાં ને ખુશીમાં રહેતાં.

એક દિવસે સવારમાં તેઓ વાતો કરતાં હતાં ત્યારે હેમંતકુમારે કહ્યું, "આ પરીઓના પ્રદેશમાં આપણે નાનપણથી રહ્યાં છીએ. હવે તો અહિંયા કંટાળો આવે છે. માટે આપણે મોટી પરીબ્હેનની પાસે જઇ

તેમની રજા લઇને બીજે ઠેકાણે જઇએ". બધાં છોકરાંઓએ કહ્યું, " હા, ચાલો આપણે હમણાં જ જઇએ. "

પછી તેઓ બે ગાડીઓ જોડાવીને મોટી પરીને મહેલ ગયાં. તેમની ગાડી સુખડની હતી, અને ઘોડાઓને પાંખો હતી એટલે તે પવનમાં ઉડતા હતા.

થોડીવારમાં મોટી પરીનો મહેલ આવ્યો. તેતો પેલાં છોકરાંઓના મહેલ કરતાં ઘણો મોટોને સરસ હતો. વચલા ઓરડામાં મોટી પરી સિંહાસન પર બેઠી હતી, અને બીજી ખૂબ પરીઓ આજુબાજુ બેઠી હતી. છોકરાંઓ એક બાજુએ બેઠાં. મોટી પરીએ પૂછ્યું, "છોકરાંઓ, તમે કેમ વિચારમાં દેખાઓ છો ?" શિશિરકુમારે કહ્યું, "અમને આ પ્રદેશમાં રહેતાં બહુ વરસ થયાં તેથી અહીં કંટાળો આવે છે. હવે તો અમને કોઇ બીજા પ્રદેશમાં જવાની રજા આપો." મોટી પરીએ કહ્યું, "આજે સાંજે હું જ તમારી સાથે આવીશ."

સાંજ પડી એટલે પરીએ છોકરાંઓને સારા પોષાક પહેરાવ્યા. પછી બીજી આઠ પરીઓને સાથે લઇને તેઓ ગાડીઓમાં બેઠાં. તે ગાડીઓ છોકરાંઓની ગાડીઓ કરતાં ઘણી સરસ હતી. તે આખી સોનાની હતી.

થોડીવારે એક સુંદર પ્રદેશ આવ્યો. ત્યાં પરીપ્રદેશ જેવો વૈભવ નહોતો પણ દેખાવ ઘણો મનોહર હતો.

એક ટેકરાપર તેઓ ચઢયા. પછી ગાડીઓમાંથી ઉતર્યા. વસન્તકુમારે કહ્યું, " મ્હોટી બ્હેન, આવા સુંદર પ્રદેશનું નામ શું છે ?" મોટી પરીએ કહ્યું, " આનું નામ પૃથ્વી. "

ગ્રીષ્મબાળા—" આ સુંદર પ્રદેશમાં રહેવાનું મને ઘણું મન થાય છે. " બધાં છોકરાંઓ સાથે બોલી ઉઠયાં: " અમને પણ મન થાય છે. પરીબ્હેન અમને અહિંયા રહેવા દો. "

મોટી પરી—" ના, છોકરાંઓ, તમારા બધાંથી તો અહિંયા ના રહેવાય, કેમકે પરીપ્રદેશમાં તમારી જરૂર છે. તમે દરેક જણ વારા પ્રમાણે બબ્બે મહિના અહિંયા રહો જાઓ તો બને. " બધાં છોકરાંઓ–" તમે જેમ કહેશો તેમ કરીશું. અમારે તો ફકત એટલું જ જોઇએ છે કે આ સુંદર પ્રદેશમાં રહેવાય. "

પછી તેઓ વાતો કરતાં કરતાં પરીપ્રદેશમાં ગયાં. બીજે દિવસે સવારમાં મોટી પરી છોકરાંઓને મ્હેલ આવી, અને કહ્યું, " છોકરાંઓ, હું તમને દરેકને જુદો જુદો જાદુ શીખવું. તેનો ઉપયોગ તમે પૃથ્વીમાં જાઓ ત્યારે જ કરજો. "

પછી મોટી પરીએ દરેક જણને હવા કેવી રીતે બદલવી તે વિષે જુદી જુદી જાતના જાદુ શીખવ્યા.

કાર્તક મહિનો બેઠો એટલે હેમન્તકુમાર પૃથ્વીમાં રહેવા ગયો. ત્યાં પહોચતાંજ તેણે પોતાનો જાદુ કરવા માંડયો એટલે હવા ઠંડી થઇ ગઇ ને ખેડુતોએ કઠોળ વાવ્યાં, કેમકે એ હવા કઠોળને બરાબર ફાવે છે.

પોષમાં શિશિરકુમાર આવ્યો. તેણે હવા એવી સરસ કરી નાંખી કે લોકો ખુશ થઇ ગયા. સવારે ઠંડક, બપોરે સારો પવન ને સાંજે ગુલાબી હવા થઇ ગઇ. આથી ગુલાબ અને બીજાં પુષ્કળ ફુલ ઉગ્યાં.

ફાગણમાં વસન્તકુમાર આવ્યો. તેણે ઠંડીને હાંકી કાઢી. આંબા અને બીજાં ઝાડોપર મ્હોર આવ્યાં, અને બધાં છોડપર ફુલ ફુલ થઇ ગયાં.

વૈશાખમાં ગ્રીષ્મબાળા આવી. તેણે તદન હવા બદલી દીધી. ગરમી પડવા માંડી. કેરી, ટેટી, વિગેરે ફળ અને મોગરા, ચંપો, વિગેરે ફુલ ઉગ્યાં. તાપને લીધે લોકો અકળાઇ ગયા.

અષાડમાં વર્ષાકુમારી આવી. ત્યારથી વરસાદ પડવા માંડયો. રસ્તામાં પાણીના રેલા થયા. નદી, તળાવો પાણીથી ભરાઇ ગયાં ને ખેડુતો ખુશ ખુશ થઇ ગયા.

ભાદરવામાં શરત્ચંદ્ર આવ્યો. પહેલો મહિનો તો તેણે વરસાદ પાડયો. પછી ઝાડનાં પાતરાંઓ ખરી જવા લાગ્યાં. ખેડુતોએ અનાજ વાવ્યું ને વિચાર કરવા લાગ્યા કે આવતે વરસે પણ વર્ષા-કુમારી કૃપા કરે તો સારૂં.

ત્યારથી આ રીતે ઋતુના ફેરફાર થયા, અને છ છોકરાંઓના નામ પરથી ઋતુઓનાં નામ પડયાં. ત્યારથી આજસુધી એ છ છોકરાંઓ વારાફરતી પૃથ્વીપર આવે છે, બે મહિના રહે છે ને પાછાં જાય છે. વર્ષાકુમારી એકંદર નાજુક બાંધાની છે, એટલે કોઇ કોઇવાર માંદી પડે છે ત્યારે પૃથ્વીપર આવી શકતી નથી. તે નથી આવતી તે વરસે દુકાળ પડે છે.

( કલ્પિત )

લીલા



# મુકુલ



એક ઉદ્યાનમા ફરતાં ફરતાં સૂકાં ફળ ઉપાડીને અમે અંદરથી બીયાં ભેગાં કરતાં હતાં............આખરે અમે બીયાં ભેગાં કરી રહ્યાં. પછી ઘેર જઇને તે બીયાં અમે અમારી વાડીમાં વાવી દીધાં ને તેને રોજ અમે પાણી પાતાં.......................હવે તે બીયામાંથી નાના છોડ થયા છે. અને તેના ઉપર કોઈ કળીઓ પણ ઉગે છે. આજ સુધીમાં તે છોડો ઉપર છ, સાત કળીઓ થઈ છે. પણ આ છેલ્લી કળી તો અલૌકિક છે. હું ઇચ્છું છું કે તે છોડા ઉપર સદા કળીઓ જ રહો. જો તેમાંથી ફૂલ થશે તો તે કદાચ કરમાઇ જશે.

વિનોદિની

# અમારાં પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| ખેડાની લડત<br>શંકરલાલ પરીખ | ૧—૮—૦ |
| કારાવાસ કહાણી<br>અરવિન્દ ઘોષ | ૦-૧૨—૦ |
| આટલું તો જાણજો<br>નરહરિ પરીખ | ૦—૬—૦ |
| મુક્તધારા<br>રવીન્દ્રનાથ ઠાકુર | ૦—૬—૦ |
| કોરીઆની લડત<br>નંદલાલ શાહ | ૦—૩—૦ |
| કાયદા સામે થવાની ફરજ | ૦—૧—૦ |
| | ૩—૪—૦ |

યુગધર્મ કાર્યાલય,
ભદ્ર પાસે
અમદાવાદ.

